# મહારાજ થયા પહેલાં

( શ્રી રવિશંકર મહારાજની પ્રસ્તાવના સાથે )

: લેખક :

બબલભાઈ મહેતા



પ્રાપ્તિસ્થાન

કમલ પ્રકાશન મંદિર

ગુજરાત એજન્સી, ભદ્ર, અમદાવાદ

# મહારાજ થયા પહેલાં

( શ્રી રવિશંકર મહારાજની પ્રસ્તાવના સાથે )

: લેખક :

બબલભાઈ મહેતા



પ્રાપ્તિસ્થાન

કમલ પ્રકાશન મંદિર

ગુજરાત એજન્સી, ભદ્ર, અમદાવાદ.

: પ્રકાશક :
શારદાકાર્યાલય વતી
રમણલાલ સોની
મોડાસા [ જિ. અમદાવાદ ]



## નિવેદન

કમલ પ્રકાશન મંદિરની પ્રવૃત્તિની શરૂઆત અમારા અંજલ શ્રી રવિશંકર મહારાજના પ્રેરક ચરિત્રથી થાય છે એ માટે અમે અમારી જાતને ધન્ય માનીએ છીએ.

અમારી કિશોર ગ્રંથમાળાનું આ પહેલું પુસ્તક છે. આ માળામાં ગુજરાતના તરુણ વર્ગને જીવનમાં ઉપયોગી થઈ પડે તેવું સાહિત્ય — જીવનચરિત્રો, જીવનના પ્રશ્નો ચર્ચતી લેખમાળાઓ, વિજ્ઞાન અને આરોગ્યના પ્રશ્નો અને કથાઓ — આપવાનો અમારો હેતુ છે. 'મહારાજ થયા પહેલાં' એ પુસ્તકથી શરૂ થતી આ માળાને ગુજરાતના તરુણો અપનાવશે એવી અમારી આશા છે.

ગોવિંદરાવ ભાગવત
વ્યવસ્થાપક

: મુદ્રક :
ગોવિન્દલાલ એમ. જાની
કૃષ્ણ પ્રિન્ટરી
રતનપોળ, અમદાવાદ

છૂટક કિંમત ૨–૮–૦
માળાના ગ્રાહકને રૂ. ૧–૮–૦

## : અનુક્રમણિકા :

# પ્રસ્તાવના

૧૯૪૨ના કારાવાસમાં ભાઈ બબલભાઈ તથા શિવાભાઈ ગોકળભાઈ વગેરે મિત્રો સાથે હતા તે વખતે બબલભાઈ મને અનેક પ્રશ્નો પૂછતા અને મારા સ્વભાવ પ્રમાણે હું વાતો કર્યા કરતો. એ વાતચીતમાંથી કોઈ આવું જીવન તૈયાર કરી બેસશે એવો મને ખ્યાલ નહોતો.

ભાઈ બબલભાઈએ એ તૈયાર કરી મને બતાવ્યું અને તે પ્રસિદ્ધ કરવાની વાત મને કરી. પણ હું તો માનું છું કે મરદનાં વખાણ મસાણે જ થાય. માણસ કેવા હતા કે કેવા નહિ એ તો એ મરી ગયા પછી જ કહેવું વાજબી કરે. વળી માણસ પોતાની વાતો કહે તેમાં પોતાનું સારું સારું જ ન કહી બેસતો હોય તેની શી ખાતરી? એટલે એની પ્રસિદ્ધિ માટે મે ઉત્સાહ ન બતાવ્યો. મારો આ મનોભાવ જાણીને બબલભાઈ પણ ચાર વરસ સુધી દબાઈ રહ્યા. પણ ભાઈ ગોવિંદરાવ અને ભાઈશ્રી નગીનદાસે એમને ખૂબ આગ્રહ કર્યો ને હું પણ આ મિત્રોના પ્રેમને અવગણીને એનો બહુ વિરોધ ન કરી શક્યો, એટલે આ પ્રસિદ્ધ થાય છે.

આ લખાણ હું જોઈ ગયો છું. મારી વાતોનો ભાવ તો આમાં બરાબર પકડાઈ ગયો છે. પણ જીવન તો અનેક ભાવોથી ભરેલું હોય છે. એ શબ્દબદ્ધ થાય એની સાથે જ એમાં કેટલીક મર્યાદાઓ આવી જાય છે. મારા આ શબ્દબદ્ધ જીવનથી સમાજને કેટલો લાભ થશે તે તો પ્રભુ જાણે!

જેતલપુર
૩-૫-૪૯

રવિશંકર વ્યાસ

# લેખકનું નિવેદન

ગુજરાતના ઘર ઘરમાં હવે તો મહારાજનું નામ પહોંચી ગયું છે. સુરત, અમદાવાદ કે વડોદરાની કોલેજોમાંની તેમ જ નાનાં મોટાં શહેરોની હાઈસ્કૂલોમાંની વિદ્યાર્થીઆલમમાં તે સહુને પ્રિય અને પૂજ્ય થઈ પડ્યા છે.

મહારાજે ગુજરાતની પ્રજાની અનેક સેવાઓ કરી છે એની પૂરેપૂરી જાણ અને કિંમત તો જેમણે એ સેવા ચાખી છે તેઓને જ છે.

પણ ઈ. સ. ૧૯૩૨–૩૪ની સ્વાતંત્ર્યની લડત પછીથી અને ખાસ કરીને ઈ. સ. ૧૯૪૨ના 'અંગ્રેજો ચાલ્યા જાઓ'ના સ્વાતંત્ર્યજંગ દરમ્યાન મહારાજ એ જંગમાં પડેલા અનેક નાના મોટા જુવાનોના સંસર્ગમાં આવ્યા, અને એ એમના પ્રેરણાદાતા બની ગયા. આજે તો જુવાનિયાઓ એ સફેદ ખાદીની કસવાળી બંડી, ટોપી અને ધોતિયું પહેરેલી, જોડા પહેર્યા વિના ખુલ્લે પગે ચાલતી અને આંખમાંથી અમી વરસાવતી ઊંચી મૂર્તિને જોઈને અડધા અડધા થઈ જાય છે. કેટલાક એમની સાથે ફરવા ઇચ્છે છે, કેટલાક એમની સાથે રહેવા ઇચ્છે છે અને કેટલાક એમને પોતાને ત્યાં રહેવા બોલાવે છે. એમની વાતોથી અને એમના પ્રેમનીતરતા હાસ્યથી યુવકો ધરાતા જ નથી.

ગામડાંની અબુધ અને કચડાયેલી કોમો એમણે કરેલી તેમની અનહદ સેવાઓના ઉપકાર તળે દબાઈ જાય એ સમજાય એવું છે. મોટી ઉંમરના ભણેલાગણેલા માણસો પણ આ સાચા બ્રાહ્મણનાં તપ, શીલ અને જ્ઞાન આગળ માથું નમાવે એ પણ સમજાય એવું છે. પણ આજનો કોઈને પણ ન ગાંઠે એવો જુવાનવર્ગ તેમની ઉપર આટલો પ્રેમ વારી જાય છે, એ એક મોટું આશ્ચર્ય છે. એમનો પોશાક સ્વચ્છ, સુઘડ પણ સાવ જુનવાણી છે, એમની ભાષા નિર્મળ, પ્રવાહી, પણ સાવ તળપદી છે, છતાં એમનામાં એવું એક જાદુ છે કે જેના પ્રભાવમાં આજનો ઉછૃંખલ ગણાતો જુવાનવર્ગ અંજાઈ ગયો છે.

ગુજરાતના જુવાનો ઉપર જાદુ કરનાર આ જાદુગર ખરે-ખર કોણ છે, એણે એ જાદુવિદ્યા કેવી રીતે પ્રાપ્ત કરી, તે પહેલાં એણે કેવી કેવી સાધનાઓ કરી. એ ગુજરાતનો જુવાનવર્ગ જાણે, એવું મને ઘણા વખતથી થયા કરતું હતું. પણ આખો વખત અનવરતપણે અનેકવિધ કામોમાં જ રચ્યાપચ્યા રહેનાર, ગ્રામજનતાના હિત ખાતર ગામડે ગામડે સતત ઘૂમ્યા જ કરનાર અને કાગળ ઉપર એક અક્ષર સરખો પાડવામાં કષ્ટ સમજનાર આ લોકસેવકના જીવનની વિગતો મેળવવી કેવી રીતે, એ બહુ મુશ્કેલ પ્રશ્ન હતો.

પણ ઈ. સ. ૧૯૩૨ની સાબરમતી જેલમાં અમને બન્નેને અનાયાસે સાથે રહેવાનો મોકો મળ્યો. એમના રોજબરોજના જીવનપ્રસંગો જોઈને મનમાં ભાવો તો અનેક ઊભરાતા હતા પણ મારે તો એમના સમગ્ર જીવનની વિગતો જોઈતી હતી. તે એમના સિવાય બીજું કોણ આપી શકે ?

કેટલીયે વાર વાત વાતમાં સ્વજનો સમક્ષ એમના મુખમાંથી અંગત વાતોનો અવિરત પ્રવાહ છૂટયા કરે અને સાંભળનાર એ અનુભવની વાતો સાંભળીને અવાક બની જાય. પણ જો કોઈ સામો અંગત

પ્રશ્ન પૂછે તો મોઢું લગભગ સિવાઈ જાય એવા મહારાજના મુખમાંથી એમના જીવનપ્રસંગોની વિગતો મેળવવી એ કઠણ કામ છે. એમ છતાં એમની પાસે બેસીને જે કંઈ માહિતી હું એકઠી કરી શક્યો એને આધારે એ પોતે જ બોલતા હોય એ રીતે આખી કથા મેં જેલમાંજ તૈયાર કરી અને એમની સમક્ષ રજૂ કરી.

પણ પોતાનું જીવનચરિત્ર પ્રસિદ્ધ થાય એ વસ્તુ જ એમને બહુ ભારે લાગે છે, એ તો આ પુસ્તકમાં એમણે પ્રસ્તાવનારૂપે જે બે શબ્દો લખી આપ્યા છે એ ઉપરથી જ દેખાઈ આવે છે. અને તેમાંય એ પોતે બોલતા હોય એ ઢબે મેં આખું ચરિત્ર લખ્યું એ પ્રસિદ્ધ કરવાની તો તેમણે અનિચ્છા જ બતાવી. મને એથી દુઃખ ન થયું કારણ કે એ સ્વરૂપે પણ એમના જીવનની અનેક વાતો હું સંઘરી શક્યો એટલું આશ્વાસન મને મળતું હતું. એ પ્રસિદ્ધ કરવાની એમની અનિચ્છા જોઈને એ લખાણ મેં ચાર વર્ષ સુધી પોટલું બાંધીને બાજુએ મૂકી દીધું.

દરમ્યાન સ્વ. મેઘાણીભાઈએ એમની સિદ્ધહસ્ત કલમથી 'માણસાઈના દીવા' પ્રગટ કર્યું અને મહારાજના કાર્યનું એક પાસું બતાવી ભણેલા વર્ગમાં મહારાજ વિષે એક નવો જ રસ પેદા કર્યો. હું મારું પુસ્તક પ્રગટ કેમ નથી કરતો એવું મિત્રોનું દબાણ તો મારા ઉપર ચાલુ જ હતું. પણ મિત્રો સમક્ષ મહારાજની અનિચ્છા બતાવતો એટલે તેઓ પણ મૂગા થઈ જતા. પણ ભાઈ ગોવિંદરાવ ભાગવત અને નગીનદાસ પારેખના આગ્રહને મહારાજ વશ થયા. આ પુસ્તકને અત્યારના રૂપરંગ આપવામાં આ બન્ને મિત્રોએ ઘણી મહેનત લીધી છે. એ રીતે, આ પુસ્તક પ્રગટ થાય છે એની પાછળ ઘણાં બળોએ કામ કર્યું છે. મોડુંવહેલુંય મહારાજનું જીવન પ્રજા સમક્ષ જાય છે એથી મને તો આનંદ જ થાય છે.

એક વાત તો હું કબૂલ કરી જ લઉં છું. એમના અનેક

પાસાંવાળા જીવનના હરેક પાસાને હું સ્પર્શી નથી શક્યો. અને જે જે અંગોને સ્પર્શ્યો છું તેને પૂરેપૂરો ન્યાય આપી શક્યો છું કે કેમ તેની પણ મને શંકા છે. એમ છતાં એમણે આ પુસ્તકને પ્રસ્તાવનારૂપે જે બે બોલ લખી આપ્યા છે તેથી મનને સમાધાન રહે છે. સાથે સાથે એમ પણ થાય છે કે એમના જીવન વિષે અનેક દૃષ્ટિએ બીજા મિત્રોએ પણ નોંધો કરવી જોઈએ. એમના મુખમાંથી છૂટતી વાગ્ધારા સંઘરાય એવો પ્રબંધ પણ થવો જોઈએ. કારણ કે એમનો વારસો આપણા સૌનો વારસો છે. ભવિષ્યમાં એ બધું કોઈક સિદ્ધહસ્ત લેખકની કલમે લખાઈને બહાર પડશે ત્યારે જ આપણને મહારાજનાં પૂરાં દર્શન થશે.

આ પુસ્તક દ્વારા તો મને મહારાજનાં જે રીતે દર્શન થયાં છે અને હું તે જેટલા પ્રમાણમાં કરી શક્યો છું તેટલી જ રજૂઆત થઈ શકી છે. પણ મને એટલી તો શ્રદ્ધા છે જ કે એમના જીવનચરિત્રના પ્રથમ ભાગ તરીકે 'મહારાજ થયા પહેલાં' નામનું પ્રસિદ્ધ થતું આ પુસ્તક આજની તરુણ પેઢીને એ પવિત્ર પુરુષના જીવનમાંથી પ્રેરણા, બળ અને ઉત્સાહ મેળવવામાં મદદરૂપ થશે. મહારાજ આજના મહારાજ થયા છે એનાં બીજ ક્યાં રોપાયાં, ક્યાં સિંચાયાં અને એમને ક્યાં ક્યાંથી પોષણ મળ્યું અને એ મેળવવા માટે એમણે પોતે સ્વાભાવિક ક્રમે કેવો કેવો પુરુષાર્થ કર્યો એનો કંઈક ખ્યાલ આ પુસ્તક દ્વારા મળી રહેશે. આશા છે કે જુવાન મિત્રોને મારું આ સાહસ ગમશે જ.

લોક શિક્ષણ તાલીમ વર્ગ,
જેતલપુર
તા. ૧૨ – ૫ – '૪૭

બબલભાઈ મહેતા

## ઘડતરની કથા

જીવનકથા તો અસામાન્ય લોકોત્તર માણસની જ લખાય એમ સામાન્યપણે મનાતું. જ્યાં સુધી વીરપૂજાની ભાવના અને અદ્‌ભુત રસનો સ્વાદ લોકોમાં પ્રધાનતા ભોગવતાં હતાં ત્યાં સુધી ઉપલી માન્યતા કાયમ રહી. ત્યાર પછી લોકોમાં અદ્‌ભુત રસને ઠેકાણે જીવનરસ જાગ્યો, અને વીરપૂજાને ઠેકાણે માનવતા પૂજાવા લાગી. ત્યારે સામાન્ય માણસના જીવનમાં પણ લેખકોને અને વાચકોને રસ પેદા થવા લાગ્યો. અસામાન્ય વ્યક્તિઓ વિષની ભક્તિ અને એમના જીવન-પ્રસંગો વિષેનું કુતૂહલ તો કોઈ કાળે ઓછાં થવાનાં નથી જ. એટલે હવે બન્ને જાતની જીવનકથાઓ આપણને મળવા લાગી છે.

પ્રસ્તુત કથા એક એવી વ્યક્તિની છે કે જે સામાન્યમાંથી અસામાન્ય થયા છતાં પોતાની સામાન્યતા છોડવાની ના જ પાડે છે. અને ખૂબી એ કે પોતાના એ આગ્રહમાં સફળ થવાની કૂંચી પણ એમના હાથમાં આવી ગઈ છે.

શ્રી. રવિશંકર વ્યાસ નાનપણથી યજમાનવૃત્તિને કારણે મહારાજ હતા. ત્યાર પછી એમનું મહારાજપણું બદલાયું. અને હવે તેઓ નવા અર્થમાં મહારાજ થયા છે. મોહનલાલ પંડ્યા, સ્વામી નિત્યાનંદ અને મહાત્મા ગાંધી જેવા પારસમણિના સહવાસથી તીખાનું ભલે સોનું થઈ ગયું હોય પણ રૂપ ફર્યું નથી. મહારાજ નામે અને સ્વભાવે મહારાજ

જ રહ્યા છે અને ભલે અહિંસક થયા હોય પણ તીખાની ધાર એમણે બૂઠી નથી થવા દીધી.

સ્વ ઝવેરચંદ મેઘાણીએ લખેલા 'માણસાઈના દીવા'માં મહીકાંઠાના બહારવટિયાઓની જીવનકળા મુખ્યત્વે પ્રગટ થઈ છે અને સાથે સાથે એવા બહારવટિયાઓમાં માણસાઈનું તેજ જાગ્રત કરવાની રવિશંકર મહારાજની સંજીવની કળા પણ પ્રગટ થાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં એ સંજીવની કળા રવિશંકર મહારાજમાં શી રીતે ખીલતી ગઈ અને એમાં તેઓ ધીમે ધીમે સિધ્ધહસ્ત કેમ થતા ગયા એનું જ બયાન છે અને તેથી આ પુસ્તક ઘણા સામાન્ય લોકોને પ્રોત્સાહન આપી તેમનામાં સાત્ત્વિક અને દૈવી મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન કરનાર એક કીમતી દસ્તાવેજ નીવડશે.

ગ્રંથકાર શ્રી બબલભાઈ, રવિશંકર મહારાજને માર્ગે જનારા એક રાષ્ટ્રસેવક છે એટલે એમને હાથે લખાયાથી આ પુસ્તકની સુગંધ વધી છે. જો આ પુસ્તક તરુણ વાચકોને સુંદર વાચનરસ જ પૂરો પાડે તો મને દુઃખ થશે. સ્વરાજ્યના આ જમાનામાં देवो भूत्वा देवं यजेत् ની શિખામણ જ સમાજમાં ઊગવી જોઈએ. શ્રી બબલભાઈએ લખેલું રવિશંકર મહારાજનું આ પૂર્વચરિત્ર વાંચીને યુવાનોને પોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે એ બન્નેના નિષ્ઠાથી કોઈ પણ ક્ષેત્રમાં પોતાના જીવનનો સદુપયોગ કરવાનું સૂઝે તો જ એમનું આ ચોપડીનું વાચન હું સફળ થયેલું માનીશ.

આશ્રમ, સાબરમતી

૨૨-૫-'૪૭

काका कालेलकर

૨૬૨૬૧

# મહારાજ થયા પહેલાં

## ૧

## માતાપિતા

શ્રી રવિશંકર મહારાજનો જન્મ સંવત ૧૯૪૧ના વૈશાખ વદ બારસના રોજ ખેડા જિલ્લામાં, માતર તાલુકાના રઢુ ગામે, એમના મોસાળમાં થયો હતો. તેમનું મૂળ વતન અમદાવાદ તાલુકાનું સરસવણી ગામ છે અને જ્ઞાતિએ તે ટોળકિયા ઔદીચ્ય બ્રાહ્મણ છે.

તેમના પિતાનું નામ શિવરામ અને અટક વ્યાસ. પિતાએ અભ્યાસ ખેડામાં કરેલો. એમને ખેતીમાં ખાસ રસ નહિ એટલે એ ધંધો શિક્ષકનો કરતા. તેર વર્ષની ઉંમરે એ શિક્ષક થયેલા અને આજુબાજુનાં ગામોમાં ધૂળી નિશાળ ચલાવતા. સ્વભાવે તે તેજસ્વી હતા. તેમનો ગણિતનો વિષય સરસ હતો. ગણિતના ગમે તેવા અટપટા કોયડા તે ઉકેલતા. ગામના પ્રશ્નોમાં ડહાપણભરી સલાહ આપતા અને જમીનની તકરારોમાં જમીનની માપણી ઝપાટાબંધ કરી

આપતા. વિદ્યાર્થીઓ પ્રત્યે તેમને અપાર લાગણી હતી. વિદ્યાર્થીઓને ઉત્તમ કેળવણી આપવાની તેમનામાં ખાસ આવડત હતી. આથી લોકોને તે બહુ પ્રિય થઈ પડ્યા હતા. શરૂઆતનાં ઘણાં વર્ષો સુધી તેમણે ધૂળી નિશાળો ચલાવેલી. પણ સંવત ૧૯૪૮માં દેહગામ તાલુકાના ભાવડા ગામે ગાયકવાડ સરકારે જ્યારે સરકારી નિશાળ ખોલવાનો ઠરાવ કર્યો ત્યારે લોકોએ એમને આગ્રહ કરીને સરકારી નિશાળમાં દાખલ કરાવેલા. ત્યારથી એમની નોકરી કાયમની થઈ.

તે ધૂળી નિશાળ ચલાવતા ત્યારે દરેક વિદ્યાર્થી મહિનામાં એક વાર સીધું લાવતો, દીવા માટે દિવેલ લાવતો અને દેવતા સળગાવવા છોયાં લાવતો. શિક્ષકની બેઠક ઉપર પાથરવા ગોદડી પણ તે જ લાવતો. ટૂંકમાં શિક્ષકની લગભગ સઘળી જરૂરિયાતો વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓ જ પૂરી પાડતા. એ જ્યારે સરકારી શિક્ષક થયા ત્યારે એમને મહિને બાર રૂપિયાનો પગાર મળવા લાગ્યો.

શિવરામ મહેતાજીનો વિદ્યાર્થી પંકાતો. કારણ કે તે કેવળ વિદ્યાર્થીને પુસ્તકિયું ભણતર ભણાવીને જ બેસી રહેતા નહિ પણ તેને સારી ટેવો પડે અને તે જીવન સારી રીતે ગુજારે તેવી કેળવણી આપતા. તે વિદ્યાર્થીઓને પોતાની સાથે રહેવા બોલાવતા અને નિત્યની રહેણીકરણીની એકેએક બાબતમાં તાલીમ આપતા. કચરો કેમ વાળવો, કઈ દિશાએથી વાળવો, ક્યાં ભેગો કરવો અને ક્યાં નાખી આવવો ત્યાંથી માંડીને વાસણ માંજવાં, પાણી ભરવું, પથારી પાથરવી, બેસવું, ઊઠવું, ચાલવું એમ બધી જ

ક્રિયાઓમાં તે પોતાના વિદ્યાર્થીને દોરવણી આપતા. તે કહેતા કે વાસણ માટીથી નહિ પણ રાખ અને નાળિયેરની ચોટલીના કૂચાથી મંજાય, પથારી પાથરી હોય ત્યારે તેના ઉપર પગ મૂકીને ચલાય નહિ અને સૂવું હોય ત્યારે પગનાં તળિયાં ઝાટકીને જ તેના ઉપર પગ મુકાય. પાણી કાઢતી વખતે કૂવા ઉપર પગને કેમ રોપવો અને દોરડાનો લસરકો કેવી રીતે મારવો કે જેથી દોરડું ઘસાય નહિ, થાળામાં તે પાણીથી પલળે નહિ અને પાણી ખેંચવામાં ખોટો શ્રમ પડે નહિ; ચૂલો કેવી રીતે બનાવવો, તેમાં દેવતા કેવી રીતે પાડવો, ધૂણી થઈ હોય તો ભડકો કેવી રીતે કરવો, તેમાં લાકડાં કેમ ગોઠવવાં એ બધી ક્રિયાઓ પોતે કરી બતાવીને શીખવતા. રાંધતી વખત, દાણા સાફ કરતી વખતે કે જમતી વખતે એક પણ દાણો નકામો વેરાય નહિ તેની કાળજી રાખવાનું તે શીખવતા અને કહેતા કે 'क्षणशः कणशश्चैव विद्यामर्थं च साधयेत् ।' (ક્ષણેક્ષણનો ઉપયોગ કરીને વિદ્યા અને કણેકણનો સંચય કરીને ધન મેળવવું.) પોતાનો શિષ્ય ઉદ્યમી અને ખડતલ થાય એવી તાલીમ તે તેને આપતા તે ઘણીવાર કહેતા કે 'सुखार्थी वा त्यजेत् विद्याम् । विद्यार्थी वा त्यजेत् सुखम् ॥' (સુખાર્થીએ વિદ્યા જતી કરવી, વિદ્યાર્થીએ સુખ જતું કરવું) અત્યારની શાળાઓમાં આ બધી કેળવણીને અગત્ય નથી અપાતી અને તેથી જ આજના વિદ્યાર્થીની રહેણીકરણી ઢંગધડા વિનાની હોય છે. પણ મહારાજ કહે છે કે, 'મારા પિતા આ સુટેવોની કેળવણીને બહુ જ અગત્ય આપતા અને અમને સારી જ ટેવો પડે તેની ખૂબ કાળજી રાખતા.'

તેઓ સ્વભાવે કડક હતા. કોઈ કોઈ વાર તે વિદ્યાર્થીને શિક્ષા પણ કરતા. પરંતુ વિદ્યાર્થીનું જીવન ઉત્તમ થાય અને તેનો અભ્યાસ સારો થાય તે માટે એ જે જહેમત ઉઠાવતા તે વિદ્યાર્થીઓ સમજતા અને તેથી આવા કડક ગુરુ પણ તેમને કોમળ પિતા જેવા લાગતા. પોતાના પિતાનો વિદ્યાર્થીઓ પ્રત્યેના વાત્સલ્યનો પ્રસંગ આજે પણ મહારાજને બરાબર યાદ છે તે કહે છે: "અમે ભાવડામાં હતા ત્યારે ત્યાંના એક શેઠનો દીકરો મારા પિતાજીની ખૂબ સેવા કરતો. રોજ સાંજે તે અચૂક અમારે ત્યાં આવતો અને મારા પિતાની પગચંપી કરતો. એક વાર મારા પિતાએ તેને અને મને નિશાળ લીંપવા માટે ગોરમટી ખોદી લાવવા ગામની ભાગોળે મોકલ્યા. ભાગોળે આવેલી ભેખડે અમે ગયા અને કોદાળી વડે ગોરમટી ખોદવા જતાં ભેખડ એકાએક તૂટી પડી અને શેઠનો દીકરો હીરો તેમાં દબાઈ ગયો. હું તો ખૂબ જ ગભરાઈ ગયો અને શું કરવું તેની સૂઝ ન પડવાથી મેં દોડતા જઈ પિતાજીને બનેલી વાત કહી. તે સાંભળીને પિતાજી ગંભીર થઈ ગયા. માથે પાઘડી મૂકીને એકદમ ઊઠ્યા અને ઉતાવળા ઉતાવળા ભેખડ આગળ આવી પહોંચ્યા. જોયું તો હીરો કેડ સુધી દટાઈ ગયો હતો. તેમણે માટી અને રોડાં ખસેડીને હીરાને બહાર કાઢ્યો અને ઊંચકીને તેને ઘેર લઈ ગયા. હીરાના પિતાને આ વાતની ખબર પડી એટલે તે અમારે ત્યાં ઉતાવળા ઉતાવળા આવ્યા. પણ મારા પિતાએ શેઠને છોકરો આપવાની ના પાડી અને કહ્યું કે 'સાંજે થશે ત્યારે તમારે ત્યાં આવશે. તે મારો પણ છોકરો જ છે!'"

મહેતાજી જેટલા વિદ્યાર્થીવત્સલ અને કરુણાળુ હતા તેટલા જ તેજસ્વી અને સ્પષ્ટવક્તા હતા. એક વાર ભાવડામાં વહીવટદારનો મુકામ આવેલો. મહેતાજી બ્રાહ્મણ એટલે વહીવટદારનું જમવાનું એમને ઘેર ગોઠવ્યું હતું. મહેતાજીએ પોતાની રસોઈ સાથે વહીવટદારની પણ રસોઈ કરી. રસોઈ તૈયાર થઈ એટલે વહીવટદાર જમવા માટે આવી પહોંચ્યા. કપડાં કાઢતાં કાઢતાં જ તેમણે મહેતાજીને કહ્યું : 'ન હોય તો થોડું ડુંગળીનું શાક બનાવી દો, મહેતાજી!' આ માગણી મહેતાજી માટે વધારે પડતી હતી. કારણ કે એક તો પોતે ડુંગળી ખાય નહિ અને તેમાં પાછું છેલ્લી ઘડીએ તેનું શાક કરવાનો હુકમ કર્યો. એટલે મહેતાજીએ તત્કાળ સંભળાવી દીધું કે 'એ મારાથી નહિ બને. હું ડુંગળી ખાતો નથી અને મારા ઘરમાં તે રાંધતો નથી. તમારે ખાવી હોય તો આ આંગણામાં ઈંટો ઉપર કોઈ બીજા પાસે શાક બનાવડાવી લો.' એ જમાનામાં વહીવટદાર જેવા ઉપરી અમલદારને આ પ્રમાણે મોઢામોઢ સ્પષ્ટ વાત સંભળાવવી એ જેવી તેવી વાત નહોતી. એમાં તો નોકરી જવાનો ભય પણ હતો. પણ શિવરામ મહેતાજીને એની પરવા નહોતી.

મહેતાજીએ પોતાના પુત્ર રવિશંકરને પોતાની પાસે જ રાખેલો. નાનો દીકરો અંબાલાલ તેની મા સાથે સરસવણી રહેતો. પિતા રવિશંકરને બીજા શિષ્યોની જેમ એકેએક કામમાં જોડતા અને એમાંથી આ પુત્રના જીવનનું

ઉત્તમ ઘડતર થયું. પિતાની સાથે રહીને રવિશંકરે છઠ્ઠી સુધીનો અભ્યાસ તો કર્યો જ પણ સાથોસાથ પિતાના ઉદ્યમી અને તેજસ્વી જીવનનો સંસ્કાર પણ લીધો. મહારાજ ઘણી વાર કહે છે કે, 'મારા જીવનનું ઘડતર મારા પિતા પાસે જ થયું. મારામાં આજે જે કાંઈ છે તેનો વારસો અને તાલીમ મને મારા પિતા તરફથી જ મળેલાં છે. કષ્ટ કષ્ટ ન લાગે એ રીતે તે કરાવવાની મારા પિતાજી પાસે કળા હતી. તેમને ચાલવાનો ખૂબ શોખ હતો. પંદરવીસ માઈલ ચાલી નાખવું એનો તેમને હિસાબ નહોતો. તે તરવાનું પણ સરસ જાણતા. વળી મારામાં જે ધાર્મિક સંસ્કાર છે તે પણ મારા પિતાજીનો જ વારસો છે. તે રોજ સ્નાન સંધ્યા કરતા, આદિત્યહૃદય કે વિષ્ણુસહસ્રી વાંચ્યા વગર કે ગાયત્રી મંત્રની પાંચ માળા ફેરવ્યા વગર તો ભોજન પણ ન કરતા. પૂજાપાઠમાં તેમના રોજ બે કલાક જતા. સાધુ સંન્યાસીઓનો તે સત્સંગ કરતા. અને કોઈ કોઈ વાર સાધુ સંન્યાસીને ઘેર પણ બોલાવી લાવતા. આ બધા સંસ્કારોની અસર મારા પર જાણ્યેઅજાણ્યે પડ્યે જ જતી હતી.'

પોતાના પિતાના મરણનો કિસ્સો આજે પણ મહારાજના મનમાં હૂબહૂ કોતરાયેલો પડ્યો છે: "વિ. સં. ૧૯૬૦નું વર્ષ હતું. પિતાજી બહિયલની પાસે ઇસનપુરમાં શિક્ષક હતા. ત્યાં એમને પ્લેગની ગાંઠ નીકળી. એમને મનમાં લાગી ગયું કે હવે જીવનયાત્રા પૂરી થવા આવી છે. કોણ

જાણે શાથી પણ તેઓ બધી તૈયારી કરવા લાગ્યા. નિશાળના દફતરનાં કાગળિયાં નાનાભાઈ અંબાલાલને સમજાવ્યાં અને ઘોડા ઉપર બેસીને સરસવણી આવવા નીકળ્યા. સાથે મણ બારનું અનાજનું એક પોટલું પણ લીધેલું. હળદરવાસ આવીને એમણે ઘોડું પાછું મોકલ્યું. પગમાં દુખાવો હતો છતાં બપોરના એક વાગ્યે પેલું પોટલું ઊંચકીને હળદરવાસથી સરસવણી ચાલતા આવ્યા. મને બોલાવીને કહ્યું કે, 'રાધારમણીની ગાંઠ અને વરણાનું છોડિયું લઈ આવ.' હું લાવ્યો એટલે એ ઘસાવીને ગાંઠ ઉપર ઊભા લીટા કરાવ્યા. ગાંઠ ફાટી ખરી. પણ બાજુએ એ આગળ વધી. બીજે દિવસે એમણે દેહ છોડયો. કોઈએ એમને પૂછયું કે, 'કંઈ કહેવું છે?' ત્યારે એમણે શાંતિથી જવાબ આપ્યો કે, 'કહેવાનું શું હોય? કંઈ છાનું નથી.' અમને જે કાંઈ સંસ્કારધન આપ્યું હતું તે સોંપી નિશ્ચિંત મને તેમણે દેહ છોડયો. "

મહારાજ કહે છે: 'મારા જીવન ઉપર મારા પિતાજીની છાપ બહુ જબરી છે. મારા આજના ઘડતરનો પાયો બાળપણમાં પિતા તરફથી મળેલા સંસ્કારો જ છે. મારા ધાર્મિક સંસ્કારો પણ ત્યાંથી જ શરૂ થયા. એ કહેતા કે શરીર વટાળ કરવું પણ ગોળી વટાળ ન કરવું. એનો અર્થ એ કે આપતકાળે કરેલો અપવાદ ઘરમાં કાયમને માટે દાખલ ન કરી દેવો. કારણ કે એ જો કાયમનો

થઈને બેસે તે તેના જોડીદારો પણ ધીમે ધીમે આવવાના અને આપણને છેક છેવટને પગથિયે લઈ જવાના.’ *

પિતા ચોમાસાના ચાર માસ ઘેર સરસવણી જતા ત્યારે બાળક રવિશંકરને માતાના વાત્સલ્યમાં સ્નાન કરવાને મળતું. પિતા કડક સ્વભાવના હતા એટલે એમનો એક પ્રકારનો દાબ રહેતો. પણ જ્યારે એ મા પાસે પહોંચી જતા ત્યારે એમના બધા અંતરાયો તૂટી જતા. એઓ પોતાની બધી ઇચ્છાઓ અને લાગણીઓ માને કહી શકતા. પોતાના ગમાઅણગમા છુપાવવાનું મા પાસે કોઈ કારણ નહોતું. એ પોતે નાનપણમાં ખૂબ તોફાની હતા. ભણવા કરતાં એમને રમવાનું વધારે ગમતું. મોઈ દાંડિયા, આમલીપીપળી, ગેડીદડો એ બાળક રવિશંકરની પ્રિય રમતો હતી. ઝાડો ઉપર કૂદાકૂદ કરવી કે નદીએ જઈને ભૂસકા મારવા અને તર્યાં કરવું એમાં એમને બહુ મજા આવતી. ખેતરોમાં રખડવું, ઝાડે ઝાડે ફરીને કેરી, રાયણાં, બોર, જાંબુ ઇત્યાદિ ઋતુઋતુનાં ફળ ખાવાં એનો એમને શોખ હતો. પણ આ બધી રમતગમતોને લીધે કોઈ કોઈ વાર તેમની માતાને અકળાવાનો પ્રસંગ આવતો. ત્યારે મા અકળાઈને પોતાના તોફાની પુત્રને ગાળ પણ ભાંડતાં. પણ મહારાજ કહે છે કે, ‘બાની ગાળમાં મને ઘીની નાળ દેખાતી. બીજું કોઈ જો કદી અણઘટતું વેણ કહેતું તો મારું માથું ફરી જતું, પણ બાનો શબ્દ એવો લાગે જ નહિ. પિતાનો રોષ અમારી ઉપર તૂટી પડવાનો હોય ત્યારે ઘણી વખત બા જ અમને એમાંથી ઉગારી લેતી. બા કદી ગુસ્સે થતી નહિ એવું નથી.

* आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ।
स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ॥
—मनुस्मृति, ११–२८

મારાં તોફાનોનો અંત આવતો નહિ. કો કોઈ વખતે બહારના ઝઘડા ઘેર પણ આવતા. આવે વખતે અકળાઈને એ કોઈ કોઈવાર મને માથામાં ટપલી પણ મારતી. પણ બાનો રોષ બરફ જેવો લાગતો. ઘડીકમાં રોષ આવી જાય પણ તરત જ એ પાછાં પાણી પાણી થઈ જાય. ટપલી માર્યા પછી બીજી જ ક્ષણે એના દિલમાં દુઃખ થાય અને એનો વાત્સલ્યભર્યો હાથ જ્યારે મારી પીઠ ઉપર ફરે ત્યારે પેલી ટપલી તો ક્યાંયે ભુલાઈ જતી, અને વ્યાજ સાથે રોષનો બદલો પ્રેમરૂપે મળી જતો.'

એમનાં માતા પોતાનાં બાળકોને દૂધઘીનો પૌષ્ટિક ખોરાક ખવડાવતાં. ઘરમા હમેશાં ગાય રહેતી તેની એ માવજત કરતાં અને પોતાનાં બાળકોને અવારનવાર જાત જાતની વાનગીઓ બનાવીને ખવડાવતાં. રવિશંકરને શેર દૂધથી ઓછું દૂધ ફાવે નહિ એટલે એ બેત્રણ દિવસે દૂધ લે પણ તે લગભગ શેર લે ત્યારે જ રહે એમના કુટુંબનો નિયમ હતો કે, બજારુ હોટેલ કે દુકાનમાંથી ખરીદેલી ચીજ ન ખવાય. એમની સ્થિતિ સામાન્ય ગણાય છતાં માતા પોતાનાં બાળકોને હાંડવો, ઢોકળાં અથવા કંઈક મિષ્ટાન્ન બનાવીને ખવડાવતા. ઘરમાં બીજું કંઈ ન હોય તો છેવટે કુલેર કરી આપે અગર તો બાજરીની ઘૂઘરી કરી આપે. પણ ઘૂઘરી આપતી વખતે તે બાળકોને શિખામણ દેતાં કે:

ઘૂઘરીએ ઘર જાય,  
ભલા બિચારા રોટલા,  
કે કાયમના કોઠલા!

એનો અર્થ એ કે ઘૂઘરી કે એવાં બીજાં ગમે તે ચવાણું ચાવીએ, પણ પેટ તો રોટલાથી જ ભરાય. ઘરપત રોટલાથી જ થાય. નિયમમાં રહી માણસ રોજ રોટલાશાક કે દાળભાત ખાય એથી ઘરમાં તાણુ પડતી નથી. પણ જો જીભને ચટાકે ચડાવી હોય તો મોટા રાજાના ભંડાર પણ ખૂટી જાય છે.

મહારાજ કહે છે, 'બાની આવી કરકસરની અસર અમારા જીવન ઉપર થયા વિના રહેતી નહિ. મુસાફરી કરવા જવું હોય તો બા ઘસીઓ શેકી આપે કે દૂધની દશમી કરી આપે. પણ બજારુ ખોરાક ખરીદવાની ના પાડે આજે પણ મુસાફરીમાં હોઉં અને ગમે તે ભાગે નાસ્તો ખરીદવાનો આવે તો હું ટોપરું ને ગોળ, ચણા ને મગફળી કે ખારેક ખરીદું; પણ બીજુંત્રીજું ખરીદવું ગમે જ નહિ.'

આમ પિતાની કડક તાલીમમાં અને માની વાત્સલ્યભરી હૂંફમાં બાળક રવિશંકરને ઉત્તમ સંસ્કાર મળવા લાગ્યા પિતા તો વિચારપૂર્વક સારી ટેવો પાડવાની તાલીમ આપતા જ્યારે માતા તરફથી તો એની મેળે જ ઉત્તમ સંસ્કાર પડવા લાગ્યા. આ વિષે મહારાજ કહે છે: 'બા કદી મને પા ભણાવવા બેઠી હોય એવું યાદ નથી. પણ આજે સ્મરણ કરું છું ત્યારે ખબર પડે છે કે એણે બીજી રીતે અને પાઠ આપ્યા છે. એના ભક્તિભર્યા પ્રેમાળ હૃદયે એ પા આપ્યા છે. છોટાલાલ કવિ પાસે હું પહેલવહેલો વેદમ

શીખી આવ્યો અને બા પાસે બોલી બતાવ્યો ત્યારે એનું મોઢું કેવું હરખાયું હતું! એમાંથી જ મને વધારે મંત્રો શીખવાની પ્રેરણા મળી. બા મને તાપણીએ બેસાડી ભાગવત વંચાવે અને પોતે સાંભળે. મારી પાસે એ સત્યનારાયણની કથા પણ કરાવે. દળતાં દળતાં બા ભજનો ગાય. એ કહેતી કે બહેરો લોટ ખવાય નહિ! હું સામે દળવા બેસી જતો. પાણી પણ ભરવા લાગતો. ઘરનું કોઈ પણ કામ કરવામાં મને ખોટી શરમ આવતી નહિ. આથી જ હું નાનપણમાં ઘરનાં બધાં કામ શીખી ગયો. આજે પણ કામ માટે મારે કોઈના આધીન રહેવું પડતું નથી.'

એમનું મકાન નીચું અને નાનું હતું. પણ એમનાં માતા એ લીંપીગૂંપીને સ્વચ્છ રાખતાં. દીવાલો મરડથી ધોળીને સફેદ સ્વચ્છ રાખતાં. ઘરમાં ખુરશીટેબલ કે એવું રાચરચીલું તો શાનું હોય, પણ જે થોડુંઘણું રાચરચીલું હતું તે સ્વચ્છ અને સુઘડ રીતે ગોઠવેલું રહેતું. વાસણ ચકચકિત હોય, ગોદડાં ગડી વાળેલાં અને સ્વચ્છ હોય. કપડાં જૂનાં થઈને ફાટી જતાં ત્યારે માતા તેમને થીંગડાં મારતાં. મેલાં કે ચીંથરા જેવાં કપડાં તેમને ગમતાં નહિ. નવરા બેસવું એ એમના સ્વભાવમાં જ નહોતું. એક કામ પૂરું થાય ત્યાં બીજું હાજર જ હોય. સવારે ઊઠે ત્યારથી તે રાત્રે સૂએ ત્યાં સુધી કામ ચાલ્યા જ કરે. બધાંનાં પહેલાં એ ઊઠે અને બધાંની પછી એ સૂએ. ઘરનાં બધાં જમી લે પછી જ એ જમે. અચાનક કોઈ મહેમાન આવી ચડે તો ફરીથી રસોઈ કરે, પણ કામથી કંટાળીને મોઢું કટાણું ન

કરે. શનિવાર, સોમવાર અને અગિયારસના અપવાસ એ નિયમિત કરે. પણ આવા ઉપવાસોમાં પણ એમનું કામ તો ચાલુ જ હોય. મરણ આવ્યું ત્યાં સુધી તેમનો આ કર્મયોગ અખંડપણે ચાલુ રહ્યો. સંવત ૧૯૬૩ના પ્લેગમાં એમણે દેહ છોડયો.

મહારાજની ઓગણીસ વર્ષની ઉંમર થઈ ત્યારે એમણે પિતાજીનું છત્ર ગુમાવ્યું હતું અને બાવીસ વર્ષની ઉંમરે માતાની હૂંફ ચાલી ગઈ. આ ઉંમર સુધીમાં એ ઠીક ઠીક સમજણા થયા હતા. પિતાની પછી એ પોતે ખેતી કરતા. ખેતી તો એમને નાનપણથી જ આવડતી. ખેતર ભાગે આપ્યું હોય ત્યારે રવિશંકર ભાગીદાર સાથે ખેતરમાં જતા અને ખેડવુ, ઓરવું, નીંદવું, કાપણી કરવી, અનાજ ઝૂડવું એમ બધું કામ કરતા. નાનપણથી એમને કામ કરવાનો શોખ હતો. અને તેથી પોતાનું કામ પૂરું થયું હોય ત્યારે એ બીજાનું કામ કરતા. લોકો પણ તેમને કંઈને કંઈ કામ ચીંધ્યા જ કરે અને રવિશંકર એ આનંદથી કરે. આથી તે નાનપણથી બધાને પ્રિય થઈ પડયા હતા.

પિતાનું મરણ થયા પછી એમને લૌકિક કારજ કરવાનો બિલકુલ ઉત્સાહ નહોતો. એમણે જમણ પાછળ ખરચો કરેલો પણ સગાંવહાલાંઓએ રસોઈ બગાડેલી. માતાના મરણ પાછળ એમણે રડવાકૂટવાનો રિવાજ કાઢી નાખ્યો. માતાનો યથાવિધિ અંત્યેષ્ટિસંસ્કાર કર્યો અને

બારમાને દિવસે એક જમણવ્યવહાર કરીને બધાને જણાવી દીધું કે, 'આજથી મારું ઋણ ઊતરી જાય છે. આજથી મારા તમારા બધા જમણવહેવારો બંધ થાય છે. હવે એ વહેવારોને આગળ લંબાવવાની મારી ઇચ્છા નથી.'

મહારાજ પોતાનાં માતાપિતા વિષે કહે છે કે, 'આજે પણ જ્યારે જ્યારે મને તેમનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારું હૃદય લાગણીથી ઊભરાઈ જાય છે.'



## ૨

## તે વયનાં સાહસો

સાહસ, નીડરતા અને દુઃખી માટે લાગણી એ ગુણો મહારાજના સ્વભાવમાં બાળપણથી જ દેખાઈ આવે છે. આપણે પાછળ જોઈ ગયા કે મહારાજને નાનપણમાં ભણવા કરતાં રમવાનું કે કામ કરવાનું વધારે ગમતું. રમતાં કે કામો કરતાં કોઈ જોખમ એમને જોખમ લાગતું જ નહિ. બીક શું એની એમને ખબર જ નહોતી.

એમને ગેડીદડાની રમત બહુ પ્રિય હતી. તે માટે તે જંગલોમાંથી ગેડીઓ કાપી લાવતા અને દડા હાથે ગૂંથી લેતા. મહારાજ કહે છે: "એક વખત અમારે દડા બનાવવા હતા અને દોરી મળે નહિ. એટલામાં એક છોકરાએ કહ્યું કે ભાગોળે ખેતરમાં એક તંબૂ બાંધ્યો છે તેને ઘણી દોરીઓ છે. અમારે ત્યાં કલેક્ટરનો મુકામ આવવાનો હતો. એમને રહેવા માટે પેલો તંબૂ બાંધ્યો હતો. પણ સરકારી તંબૂની દોરી લેવા કોણ જાય? મેં કહ્યું કે, 'હું દોરી લઈ આવું છું.' હું કુહાડી લઈને ઊપડ્યો. તંબૂની પાસે કોઈ હતું નહિ. મેં તો બાંધેલી દોરી ઉપર કુહાડીથી ઘા કરવા માંડ્યા.

પણ ઘા ખાલી જાય અને દોરી કપાય નહિ. એવામાં મને એક વિચાર સૂઝ્યો. કુહાડીને નીચે મૂકીને મેં તંબૂની જમીનમાં દાટેલી બેત્રણ ખીંટીઓ ખેંચી કાઢી. પછી એ દોરીએ દોરીએ તંબૂ ઉપર ચડી ગયો અને ત્યાંથી દોરી છોડીને તેનું ગૂંચળું વાળ્યું. ગૂંચળું લઈને નીચે ઊતરી મિત્રો પાસે આવ્યો. એ જાડા દોરડાં ઉકેલી તેમાંથી દડા ગૂંથ્યા અને વધેલી દોરી માળિયા ઉપર નાખી અમે રમવાની તૈયારી કરવા લાગ્યા. મારા મનમાં એમ કે મારું આ પરાક્રમ કોઈએ જોયું નથી. પણ પડોશના ખેતરના એક ખેડૂત એ બધું જોયું હતું. અને પોતાનું ખેતર તંબૂની પાસે હોવાથી દોરી ચોર્યાનું આળ એને માથે આવે એ બીકને લીધે તે મુખી પાસે ગયો અને ત્યાં જઈને મારા પરાક્રમની બધી હકીકત રજૂ કરી. મુખીએ અમારે ઘેર રાવણિયો મોકલ્યો. મારાં બાએ છોકરો ઘેર નથી એમ કહીને રાવણિયાને તો રવાના કર્યો પણ પછી મને બોલાવીને બધું પૂછ્યું. મેં માળિયા ઉપર નાખેલું દોરીનું પિલ્લું નીચે ઉતાર્યું અને બાના હાથમાં મૂક્યું. આ ચોરીનો માલ જોઈને બાને દુઃખ થયું અને તે ગભરાઈ પણ ગઈ. તણે કહ્યું, 'હવે તને પકડી જશે અને મીઠાના પાણીમાં બોળેલી સોટીઓથી માર મારશે.' પછી બાએ અને મેં દોરીનું પિલ્લું ઉકેલી ફરી દોરડાં ભાગ્યાં અને હું રાત્રે જઈને તે તંબૂને હતાં તેમનાં તેમ ફરીથી બાંધી આવ્યો! પણ મને મનમાં થયું કે હજુ ફરિયાદ થશે તો? બા પણ ગભરાઈ ગઈ. પિતાજી ત્યાંથી ચાર ગાઉ દૂર ચોકજ કરીને ગામ છે ત્યાં હતા. હું ત્યાં ગયો અને 'કંઈક કામ છે એટલે બા તરત બોલાવે છે,' એટલું જ એમને કહ્યું. બનેલી હકીકત

જો ત્યાં કહેત તો મને ત્યાં જ પ્રસાદ મળે એમ હતું. પિતાજી ઘેર આવ્યા. બધી હકીકત સાંભળીને એ મુખીને મળ્યા. અને વાત રોળાઈ ગઈ એટલામાં વરસાદ પડ્યો એટલે કલેક્ટરના મુકામ આવવાના હતા તે બંધ રહ્યો.

"એ જ દિવસોમાં મારા ઉપર એક વાર પોલીસની આફત પણ ઊતરી હતી. અમારા ગામનો એક મકવાણો કપડવંજ તાલુકાના પીઠઈ ગામમાં પરણ્યો હતો. પણ એના સાસરિયાવાળા એની વહુને મોકલતા નહોતા. આથી એણે મારી પાસે એક જાસો લખાવ્યો. એમાં કેટલીયે ધમકીઓ અને ગાળો હતી. પેલો મકવાણો એ જાસો લઈને પીઠાઈ ગયો અને રાતોરાત ગામના ચોરા આગળ એ જાસો બાંધી આવ્યો. નજીકમાં જ એક વાડીનું પૂતળું બનાવીને તેના ઉપર છરીના કાપ મૂકતો આવ્યો. નળીના અંતરમાંના એરંડા પણ વાઢતો આવ્યો કેમ કે એને શંકા હતી કે એ મુખી જ એની વહુને નહોતા મોકલવા દેતા. બીજે દિવસે ત્યાંના મુખીએ જાસો વાંચ્યો અને તપાસ કરવા માંડી. પેલા મકવાણાને પકડ્યો અને માર્યો એટલે એણે લખનાર તરીકે મારું નામ આપી દીધું. અમારા ગામના ચોરામાં ખબર આવી. રાવણિયો ઘેર આવ્યો. બાએ બાજુમાં જઈને મને પૂછ્યું કે 'તેં લખેલું?' મેં કહ્યું: 'હા, એ લખાવતો હતો એમ મેં લખ્યું હતું.' બા તો ખૂબ ગભરાઈ ગઈ. એ મને મારા નાગરદાસ માસ્તર પાસે લઈ ગઈ. માસ્તર ખૂબ ચિડાઈ ગયા અને મારી સામે જોઈને બોલ્યા કે, 'હવે એને જેલમાં જ મોકલવો છે ને એવો ઝૂડાવું એવો ઝૂડાવું કે ફરી આવા ધંધા કરતો જ ભૂલી

જાય.' પછી તો હું પણ ગભરાયો. ત્યાં એક શબ્દ પણ બોલ્યો નહિ. ઘેર આવ્યો અને પછી નાસી છૂટ્યો. બે ગાઉ ઉપર અમારું ખેતર હતું ત્યાં રાત ગાળી. અને બીજે દિવસે ત્યાંથી છિપિયલ ગામે ગયો. પીઠઈ અને છિપિયલ બંને કપડવંજ તાલુકાનાં ગામો. કપડવંજના ફોજદાર કંઈ કામ પ્રસંગે ત્યાં આવી ચડેલા. ત્યાંના મુખી મને ઓળખતા હતા અને મને જોઈને બોલ્યા કે 'ઠીક વખતસર આવ્યા. આ ફોજદાર સાહેબ આવ્યા છે એમને માટે ખાવાનું બનાવશોને?' મેં કહ્યું: 'જરૂર.' ફોજદાર સાહેબ માટે મેં લાડુ, દાળભાત, શાક વગેરે બનાવ્યું. મનમાં એમ કે આ બહાને જો ફોજદાર સાહેબ સાથે ઓળખાણ થઈ જાય તો વખતે તે આ આફતમાંથી મને બચાવી લે! પણ પાછળથી મને ખબર પડી કે નાગરદાસ માસ્તરે મને મોઢા ઉપર તો ધમકાવ્યો હતો પણ પાછળથી મુખીને મળીને એ આખું પ્રકરણ રોળાવી નંખાવ્યું હતું."

સરસવણી ગામનો એક બાવો નદીની ઊંચી ભેખડ ઉપર ઝૂંપડી બાંધીને રહેતો હતો. તે બધે કહેતો ફરતો કે સ્મશાનમાં ભૂત રહે છે અને તે રોજ રાત્રે દેખાય છે. કિશોર રવિશંકરને તે જોવાનું મન થયું. તે બાવા પાસે ગયા અને તેને પૂછ્યું: 'મને દેખાડશો?' બાવાને એમ કે આ તેર વર્ષનો છોકરો શાનો હિંમત કરવાનો છે? એટલે એણે કહ્યું: 'ભૂત તો રાત્રે દેખાય.' રવિશંકરે કહ્યું, 'હું રાત્રે આવીશ.' રવિશંકરને થયું કે ક્યારે રાત પડે અને હું બાવાને જઈને મળું. કેટલીય વારે રાત પડી અને

ઘરનાં બધાં બરાબર ઊંઘી ગયાં એટલે કોઈ ન જાણે એમ એ ઘરમાંથી બહાર સરકી ગયા અને નદી ઉપર બાવા પાસે પહોંચી ગયા. બાવાને પણ ઊઠવું પડ્યું. પણ ભૂત બતાવવું ક્યાંથી? અને ભૂત બતાવે નહિ તો એનું મહત્ત્વ પણ ઓછું થાય ને? એટલે એ આ કિશોર સાથે ભેખડ ઉપર ગયો. અને સ્મશાન તરફ આંગળી કરીને કહ્યું : 'પેલું રહ્યું ભૂત!' પણ બાળક રવિશંકરને તો કંઈ દેખાયું નહિ. એમણે બાવાને પૂછપૂછ કર્યું એટલે બાવો એકાએક બોલી ઊઠ્યો : 'જો, પણે જો! પે....લું ધોળું.....ધોળું....! એ ચાલ્યું પણ ગયું!' પણ બાવાના આ પ્રમાણથી કિશોર રવિશંકરના મનનું જરા પણ સમાધાન થયું નહિ અને નિરાશ થઈને એમને ઘેર પાછા આવી પથારીભેગા થવું પડ્યું.

એક વાર ગામની ભાગોળે સાંકડી નળીમાં બે અલમસ્ત પાડા ઢીંકો મારી મારીને લડતા હતા. બધે હોહા થઈ ગઈ અને લોકોએ નાસભાગ શરૂ કરી. કિશોર રવિશંકર ત્યાં આસપાસમાં જ રમતા હતા. આ કોલાહલ સાંભળી એ નળી પાસે આવી પહોંચ્યા. તેમના હાથમાં બોરડીની એક સોટી હતી. એમને થયું કે આ પાડાઓને છોડાવીએ. પાડા લડતા હતા તે ભેખડ ઉપર એ જઈ ચડ્યા અને પાડાઓને છોડાવવાની ચેષ્ટા કરવા લાગ્યા. બધાંને થયું કે છોકરાના રામ રમી જશે. પણ બીક શું, એની રવિશંકરને તો ખબર જ નહોતી. ભેખડ ઉપર પાડાઓની તદ્દન પાસે જઈને એમણે હાથમાંની લાકડી એક પાડાને માથે મારી! લાકડી અડકવાથી હો કે ગભરાઈને હો, પાડા ભડક્યા અને છૂટા પડીને નાસી

ગયા. આ સાહસ ગાંડું તો હતું કારણ કે પાડાઓએ ભેખડમાં માથું માર્યું હોત તો ભેખડ તૂટી પડત અને રવિશંકર પાડાઓની ભીંસમાં સપડાઈને રગદોળાઈ ગયા હોત. પણ કિશોર રવિશંકરને એવી ગણતરી કરતાં ક્યાં આવડતી હતી?

ઈ. સ. ૧૯૧૮માં મહેમદાવાદ તાલુકામાં બહારવટિયાની રંજાડ ચાલતી હતી. આ વખતે સરસવણીના એક પગીએ ચોકી માટે ગામલોકો પાસે અમુક રકમની માગણી કરી. પણ ગામલોકો ચોકી રાખવા તૈયાર નહોતા. તેથી તેણે એક પેંતરો રચ્યો. એક રાત્રે એણે અફવા ફેલાવી કે બહારવટિયા આવ્યા છે! આ વાતથી લોકો થથરી ગયા. મહારાજ કહે છે: "આ વાત સાંભળીને હું ઘરમાંથી બહાર નીકળ્યો. અજવાળી રાત હતી. સાચી હકીકત શી છે તે જાણવાને માટે હું તો એકલો એકલો ગામની ભાગોળે આવ્યો. ત્યાંથી અર્ધો માઈલ ફરી આવ્યો અને એક રાયણના ઝાડ પાસેની ભેખડ ઉપર ચડીને ચારે તરફ નજર ફેરવી વળ્યો. પણ બહારવટિયા જેવું કંઈ દેખાયું નહિ. પાછા આવીને મેં કહ્યું કે, 'હું બધે જોઈ આવ્યો છું. બહારવટિયા ફારવટિયા કંઈ નથી. આ તો કોઈએ ગપ ઉડાડી છે.' આ સમાચારથી લોકોને શાંતિ વળી અને બધા સૂઈ ગયા. બેત્રણ દિવસ પછી ફરીથી અફવા ઊડી કે ભાગોળે બહારવટિયા આવ્યા છે! લોકો ફરીથી ફફડી ગયા. પણ હું તો એકલો એકલો ફરીથી રાત્રે ફરવા નીકળી પડ્યો. થોડેક ગયો ત્યાં ત્રણ જણ તીરકામઠાં લઈને ઊભા હતા.

એમાં પેલો પગી પણ હતો. મને જોતાં જ એ બોલી ઊઠ્યો: 'જ્યાં ને ત્યાં તું વચમાં આવે છે! મરી જવાનો થયો છું!' આમ બબડતા બબડતા એ લોકો ચાલ્યા ગયા. પણ આ બહારવટિયાની અફવા ક્યાંથી આવે છે અને શા માટે આવે છે એનો ભરમ ભાંગી ગયો. પછી તો ગામ-લોકોએ પણ ઘટતો ઇલાજ કર્યો. પણ આ પ્રસંગથી મારી હિંમત અને સાહસવૃત્તિમાં વધારો થયો અને પછીના જીવનમાં આવા પ્રસંગો આવ્યા ત્યારે કેમ વર્તવું તેની ચાવી હાથમાં આવી ગઈ!"

ઈ. સ. ૧૯૨૧નો પ્રસંગ છે. મહારાજ મહેમદાવાદના પાંચસાત વિદ્યાર્થી મિત્રો સાથે હળદરવાસના મેળામાં જતા હતા. રસ્તામાં મોકવા ગામ આવતું હતું. ત્યાં આ મિત્રો પાણી પીવા વાણિયાના ઘર પાસે ઊભા હતા એવામાં એક ભડાકો થયો. આમ તો મોકવા ગામના વાણિયા બહાદુર ગણાય છે અને તેઓ બંદૂકો પણ રાખે છે. પણ આ એકાએક થયેલા ભડાકાથી તેમને કંઈ સૂઝ પડી નહિ અને બધા ફફડી ઊઠ્યા. એ જોઈને મહારાજે તેમને કહ્યું: 'આમ ફફડી શું ઊઠો છો? બંદૂકો છે તે હાથમાં લો અને બે જણ સામા ખાંચામાં બેસો અને બે જણ ભાગોળે જઈને વડ ઉપર બેસો. પછી ભલે ને બહારવટિયા આવે!'

મહારાજના આ શબ્દો લોકોને ગમ્યા ખરા, પણ તેનાથી તેમને કંઈ પાણી ચડ્યું નહિ. તેઓ તો એક ટોળું વળીને બેસી રહ્યા. આ વખતે પણ મહારાજ ભાગોળે અને ગામની આસપાસ આંટો મારી આવ્યા. પણ

ચકલુંય ફરક્યું નહિ. અડધી રાત થવા આવી એટલે આ મિત્રોએ લોકોને કહ્યું કે 'હવે અમે જઈશું!' લોકોએ કહ્યું 'કે અત્યારે તે જવાતું હશે?' પણ મહારાજ પોતાના મિત્રો સાથે ઊપડી ગયા. પોતાની સાથેના મિત્રોને ઉત્સાહ-પ્રેરક વાતો કહીને સાથે લીધા. તેમનો થથરાટ પણ મહારાજની આ વાતોથી ઊડી ગયો.

આ પ્રસંગોથી તદ્દન જુદી જ જાતના એક પ્રસંગ વિશે મહારાજ કહે છે: 'કોઈ પણ જીવ બચાવવાનો હોય ત્યારે મારામાં નવું જ જોમ પ્રગટે છે. હું નાનો હતો ત્યારે બનેલી એક વિચિત્ર ઘટના મને યાદ રહી ગઈ છે. એક વખત પ્લેગને અંગે અમારા ખેતરમાં માંડવો બાંધવાનો હતો. કુહાડી લઈને હું લાકડાં વાઢવા ગયો. થાંભલી વાઢવા માટે એક નાનો લાંબો બાવળ મારી નજરમાં આવ્યો. હું એના થડિયામાં કુહાડીનો ઘા કરવા જતો હતો તેવામાં મારી નજર એનાં લીલાં કાચ જેવાં પાંદડાં અને સુંવાળી છાલ ઉપર ગઈ. હું એને જોઈ જ રહ્યો. મને એ બાવળ જીવતોજાગતો હોય અને હમણાં મારી સાથે વાત કરી ઊઠશે એવો ભાવ થયો. મેં ઉગામેલી કુહાડી પાછી વાળી. ત્યાર પછી બીજાં બેચાર ઝાડની ડાળીઓ મેં કાપી પણ પેલો બાવળ તો ન જ કાપ્યો. બેચાર વર્ષ સુધી જ્યારે જ્યારે હું ત્યાંથી નીકળતો ત્યારે ત્યારે એ બાવળને જોઈને મારી આંખો ઠરતી.'

બીડી પીવાનાં પરાક્રમ પણ એમણે કરેલાં. તે જ્યારે બારતેર વર્ષના હતા ત્યારે તેમના એક ઉસ્તાદ ભાઈબંધે

એમને બીડીનો સ્વાદ ચખાડેલો. એણે તો ચલમ પીવાની દીક્ષા આપવાની પણ તૈયારી કરેલી. પણ ચલમની સાફી એટલી તો વાસ મારતી હતી કે એ દીક્ષા લેવાનું એમને મન જ ન થયું. પેલી બીડી પીતી વખતે ધૂણી એવી તો મગજે ચડી કે બીડી તાણવામાં કંઈ સ્વાદ જ ન આવ્યો. મહારાજ કહે છે કે, 'મારાં માતાપિતા ધાર્મિક વૃત્તિવાળાં હતાં. તેમની રહેણીકરણી મહેનતુ અને ખડતલ હતી. પછી ઘરમાં વ્યસન તો ક્યાંથી હોય ? કોઈ વાર તાવ આવ્યો હોય ત્યારે બા તુલસીનો ઉકાળો બનાવી આપે તે જ પીશું ! અમારા ઘરનું વાતાવરણ જ એવું શુદ્ધ હતું કે શેરીના આર્ડબંધોનો કોઈ પણ ખોટો ચેપ લાંબે સુધી ખેંચી નહોતો લઈ જઈ શકતો.'

૩

## તરવાની કળા

મહારાજ તરવાની કળાને એક સંપત્તિ ગણે છે. દરેક માણસે અને ખાસ કરીને સ્વયંસેવકે કે જાહેર કાર્યકર્તાએ આ કળા શીખી લેવી જોઈએ એમ તેઓ માને છે. નાનપણથી એમને તરવાનો શોખ છે. આજે પણ તક મળતાં પૂરપાટ દોડતી નદીમાં કૂદી પડીને એ શોખ તેઓ માણી લે છે.

વાત્રક નદી એમના ગામની ભાગોળે જ વહે છે. એ જમાનામાં એકેએક માણસને, સ્ત્રી કે પુરુષને તરતાં આવડે. ચોમાસામાં પૂર આવે અને નદી બેય કાંઠે વહેતી હોય, એ દૃશ્યો જોયાં જ કરવાનું એમને નાનપણથી બહુ ગમે છે. એવા પૂરમાં ગામનાં નાનાંમોટાં તરવાની મજા માણવા કૂદી પડે ત્યારે બાળક રવિશંકર દૂર ઊભા ઊભા એ દૃશ્ય જોયા કરે એ કેમ બને ?

એમને તરતાં કેવી રીતે આવડ્યું અને કોણે શીખવ્યું એનું એમને આજે સ્મરણ નથી. ભાગોળે નદી હોય એટલે નાનાં છોકરાં જરા ફરતાંહરતાં થાય એટલે ડબકાં મારવા માંડે એમાં નવાઈ નથી. એ ડબકાં મારવામાંથી જ

પછી છોકરાં તરવાનું શીખી જતાં હોય. તેમાં સ્વભાવે સાહસિક અને હિંમતવાળા બાળક રવિશંકરને એ વિદ્યા હસ્તગત કરવામાં કેટલી વાર લાગે? એમના સાવ બાળપણનો એક પ્રસંગ તો આજે પણ તેમને યાદ છે:

"હું નવદશ વર્ષનો હતો તે વખતે એક વાર નદીએ રેલ આવેલી. રેલનાં પાણી ઊતરી ગયાં હતાં પણ હું પાર જાઉં તો ડૂબું એટલાં પાણી તો હતાં જ. એ વખતે હું અને મારો ભાઈબંધ મોતી નદીએ પાણી જોવા ગયા હતા. એટલામાં કોઈ અજાણ્યો માણસ અમને પૂછવા લાગ્યો કે 'નદી ક્યાંથી ઊતરાશે?' અમે કહ્યું કે 'ચાલો, તમને નદી પાર કરી આપીએ. આ નેત્રા પાસેથી નદી ઊતરાય છે, અહીં પાણી છીછરાં છે.' પેલા ભાઈ પાસે એક માટલું હતું. એણે કપડાં ઉતારીને માટલામાં નાખ્યાં, અને માટલું ઝાલીને એણે ચાલવા માંડ્યું. અમે પણ માટલાના કાના ઝાલીને એની સાથે સાથે પાણીમાં ચાલવા લાગ્યા. અધવચ ગયા ત્યારે પેલા માણસને છાતી સુધી પાણી આવ્યું પણ અમને તો દાઢી સુધી પહોંચ્યું. પણ પેલો માણસ માને કે આ છોકરા ભોમિયા છે અને સારા તારા છે એટલે અમારી હૂંફે હૂંફે એણે નદી પાર કરી. પણ અમારે તો પાછા આવવાનું હતું. પેલો મોતી તરવાનું જાણે. મને એ વખતે તરતાં આવડતું જ નહોતું. મોતીએ મને કહ્યું કે, 'તું મારો પગ ઝાલી રાખજે, હું તરતો તરતો પાર કરી જઈશ.' આમ પેલા અજાણ્યા મુસાફરને રસ્તે પાડીને અમે બન્નેએ પાણીમાં ઝુકાવ્યું. ઊંડું પાણી આવ્યું ત્યાં મેં તો

મોતીનો પગ ઝાલી લીધો. પણ પગ ઝલાયા પછી એ તરી જ શાનો શકે? અમે બન્ને ડૂબવા લાગ્યા અને તેના તડફડાટમાં મારા હાથમાંથી એનો પગ છૂટી ગયો. એટલે એ તો તરતો તરતો પાર પહોંચી ગયો. હું એકલો પડ્યો એટલે બાથોડિયાં મારવા લાગ્યો. પાણીની ઉપર રહેવા માટે મેં મારા પગથી તળિયે લાતો મારવા માંડી. હું ઊંચો કૂદતો કૂદતો આગળ વધવા લાગ્યો. થોડી વારમાં છાતી સમાણાં પાણી આગળ હું આવ્યો એટલે ઊભા રહીને મેં ધરાઈ ને શ્વાસ અને થાક ખાધો. પછી તો ચાલીને બહાર નીકળ્યો. અમે બન્ને થોડું થોડું પાણી પી ગયા હતા. અમારા ફળિયાની એક બહેને અમને બંનેને ડૂબતા જોયેલા. એટલે એણે કહ્યું કે, 'તરતાં આવડે નહિ અને ઊંડા પાણીમાં પડો છો તે કોક દહાડો મરશો. જોજો, તમારી બાને ન કહી દઉં તો!' મેં કહ્યું કે, 'જો ઘેર કહેશો તો બેડું જ ફોડી નાખીશ.'

"બીજી એક ફેર અમે ધરામાં નાહવા ગયા હતા. આ વખતે પણ પેલો મોતી જ સાથે હતો. નહાતાં નહાતાં હું પાણીના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો. પણ મોતી મારી મદદે આવ્યો અને તેણે મને બચાવી લીધો. મને લાગે છે કે આમ ઝંપલાવવામાંથી જ મને તરતાં આવડી ગયું."

પણ આ તરવાની કળા શીખવા માટે ઘેરથી રજા નહોતી. પિતા તો બીજે ગામ રહેતા. એટલે માતાની નજર ચૂકવીને નદીએ જવાનું હોય. માતા કે પિતા કોઈ જાણે નહિ કે આ ભાઈસાહેબને તરતાં આવડે છે. સંવત

૧૯૫૧માં રેલ આવી હતી. બાળક રવિશંકર તે વખતે પિતા સાથે ભાવડામાં રહે. ત્યાં ખબર આવ્યા કે સરસવણીનું મકાન પડી ગયું છે. પિતા અને પુત્ર ગામ જવા નીકળ્યા. વચ્ચે નદી પાર કરવાની હતી. પિતાને તરતાં સારું આવડતું હતું અને પુત્રનેય આવડતું હતું. પણ તરતાં આવડે છે એમ કહેવાની હિંમત ચાલતી નહોતી. કારણ, પિતા પૂછે કે ક્યારે શીખેલો, તો જવાબ શો આપવો, એ બીક હતી. એટલે આ વખતે નદીએ આવતાં પિતાએ પુત્રને પાછળથી કેડના ધોતિયાનો બંધ મજબૂત રીતે પકડવા કહ્યું ત્યારે પુત્રે તે આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું ! પિતા પુત્રને લઈ ને અને કપડાંનું પોટલું માથે બાંધીને પાણીમાં ચાલવા લાગ્યા. પણ એકાએક ખાડો આવવાથી તેમનો પગ લથડ્યો અને શરીર કબજે ન રહ્યું એટલે એમનું માથું પલળી ગયું અને પાઘડી પાણીમાં તણાવા લાગી. કપડાં પણ બધાં પલળી ગયાં. આ જોતાં જ પુત્ર પિતાને છોડીને તરતો તરતો સામે પાર જવા લાગ્યો. એને છૂટો પડેલો જોતાં જ પિતા એક વાર તો ગભરાઈ ગયા. પણ તેને તરતો જોયો એટલે તરત જ સ્વસ્થ થઈ તરીને પાઘડી અને કપડાં લઈને કિનારે આવ્યા. પુત્રને કહ્યું કે, 'લુચ્ચા, તરતાં આવડતું હતું ત્યારે કહ્યું કેમ નહિ ?' પણ તે દિવસે પુત્રને ઠપકો આપવાને બદલે પુત્રને તરતાં આવડતું હતું તેથી પિતાએ ઈશ્વરનો પાડ જ માન્યો હશે !

મહારાજ કહે છે, 'પાછળથી તો તરવાની મને એવી લત લાગી કે નિશાળેથી ઘેર આવું એટલે કપડાં ઉતારીને

સીધો નદીએ દોટ કાઢું. નદીમાં પૂર આવ્યું હોય છતાં સામે પાર જાઉં. જે દિવસે સામે પાર ન જઈ આવું તે દિવસે એમ થાય કે જાણે નાહ્યો જ નથી. લોકો કહેતા કે આ છોકરો કોઈક દિવસ પાણીમાં જ રહી જવાનો છે! હાથમાં છત્રી ઉઘાડીને પાણીમાં તરું; બીજાને ઊંચકીને તરું; આડો તરું. પાણી ઉપર લાકડાની જેમ પડી રહું અને ડુબકી તો એવી મારું કે ક્યાં અલોપ થાઉં અને ક્યાંય નીકળી આવું! તરવામાં હું ખૂબ પાવરધો થઈ ગયો. આ તરવાની આવડતથી મારામાં નિર્ભયતા પણ ખૂબ વધી. અજાણ્યા પાણીમાં પણ હું બેધડક પડું. કોઈ ડૂબતું હોય અને હું જોયા કરું એ તો બને જ નહિ. આમાં હું કેટલીક વખતે ગાંડાં સાહસ કરતો. પણ આ તરવાની કળાથી મારી જિંદગીમાં હું જે સેવાઓ કરી શક્યો છું એ યાદ આવે છે ત્યારે મને બહુ આનંદ થાય છે. આઠ જણને મેં ડૂબતા છેલ્લી ઘડીએ બચાવ્યા છે.'

એક વખત સરસવણીમાં રામલીલા આવી હતી. આ રામલીલાવાળો અમદાવાદથી બાવાના બે છોકરા ઉઠાવી લાવ્યો હતો. એ બન્ને છોકરા નાટકમાં રામ અને હનુમાનનો પાઠ બહુ સારો ભજવતા. એમાંના એકને તરવાનો બહુ શોખ હતો ને તેને તે આવડતું પણ સારું. એટલે એ તરુણ રવિશંકરનો ભાઈબંધ બની ગયો. બન્ને ભાઈબંધો રોજ નદીએ નાહવા જાય. અમદાવાદવાળા પેલા બાવાને ભાળ મળી કે છોકરા સરસવણીમાં રામલીલાવાળા સાથે છે એટલે એ ત્યાં આવ્યો. બન્ને ભાઈબંધો નાહીને નદી કિનારેથી

પાછા આવતા હતા. એટલામાં બૂમ સાંભળી કે પેલો અમદાવાદવાળો બાવો નદીની ભેખડેથી પડીને તણાયો છે. બાવાનો પગ લપસ્યો કે કોઈએ એને ધક્કો માર્યો એ તો પ્રભુ જાણે. પણ મહારાજ કહે છે, 'હું તો બૂમ સાંભળી કે તરત નદીને કિનારે કિનારે દોડવા લાગ્યો. બાવો ક્યાં જઈ પહોંચશે એનો ખ્યાલ કરીને આગળ જઈ ને પાણીમાં પડ્યો. પેલા તણાતા બાવાને જોયો. એના મોઢામાંથી રામ રામ અવાજ નીકળતો હતો. એનાં નાકમોં ઉપર જટા ફરી વળી હતી. પાણીમાં પડવા માટે હું કિનારે કિનારે દોડતો હતો ત્યારે એક બાઈએ હું પાણીમાં ન પડું માટે સોગન આપ્યા. એને એમ કે પૂર વચ્ચે જશે તો આ છોકરો પણ તણાઈ જશે. પણ મેં તો કશું ગણકાર્યા વિના પાણીમાં ઝંપલાવ્યું. મને થયું કે હું બાવાને કાઢવા જઈશ અને જો એ મને બાઝી પડશે તો અમે બન્ને ડૂબીશું. એટલે હું એની પૂંઠે ગયો અને મેં એની ચોટી પકડી. વાળ બાજુએ ખસેડી નાખ્યા અને બાવાને આગળ રાખી રાખીને કિનારા તરફ જવા લાગ્યો. થોડુંક તર્યો ત્યાં તો હું ખૂબ થાકી ગયો. પાણીમાં તાણ બહુ હતું. પણ પેલા બાવાના છોકરાએ પણ બૂમ સાંભળીને ભેખડ ઉપરથી ભૂસકો માર્યો હતો. એ લાંબા લસરકા મારતો મારતો મારી નજીક આવી પહોંચ્યો. પછી અમે બન્નેએ મળીને અર્ધો માઈલ ખેંચાઈને બાવાને બહાર કાઢ્યો. એ વખતે બાવાનો એક હાથ લંગોટી ઉપર જ હતો. પાછળથી તપાસ કરતાં જણાયું કે એણે લંગોટીમાં વીસ રૂપિયા રોકડા સંતાડ્યા હતા. કાંઠે આવ્યા, એનું પાણી કાઢ્યું અને જરા સારું થયું એટલે હું એને

મારે ઘેર લઈ ગયો. ઉકાળો કરીને એને પાયો. બે દિવસ ગામમાં રહ્યા પછી બાવો એના બન્ને ચેલાઓને લઈને ચાલતો થયો. ફરી એક વાર એ બાવાનો ભેટો અમદાવાદમાં થઈ ગયેલો. ત્યારે એના મોઢા ઉપર કૃતજ્ઞતાનો કેવો ભાવ હતો!'

એક વખત રાત્રે સરસવણી ગામના છોટાલાલ કવિ અને એ સાથે નદીએ ફરવા ગયા હતા. કવિનો સ્વભાવ એવો કે કુદરત જોઈને એ ખુશખુશ થઈ જતા. એવે વખતે એમના મોંમાંથી અનેક કલ્પનાઓ અને વાર્તાઓનો પ્રવાહ નીકળતો. રાત અંધારી હતી. કવિ શૌચ માટે ગયા હતા. અને રવિશંકર આકાશના તારા જોતા ઊભા હતા. એટલામાં નદીના ઊંડા ધરામાં એક મોટો ધબાકો થયો. એમને લાગ્યું કે ભેખડ ઉપરથી કોઈ પાણીમાં પડી ગયું છે. રવિશંકરે તે તરફ દોડી જઈને એકદમ ધરામાં ઝંપલાવ્યું. એક ક્ષણમાં જ એ કોઈને બહાર પકડી લાવ્યા. કિનારે આવીને જુએ છે તો તે એક બાઈ હતી. એના મોઢામાંથી ફીણ નીકળતું હતું. એને બહાર કાઢીને ઊંધી સુવાડી, પાણી બહાર કાઢ્યું, પણ એ તો મરી ગઈ હતી. પાછળથી ખબર પડી કે એણે સાસુના ત્રાસથી કંટાળીને અંધારી રાત જોઈને ઊંડા ધરામાં ઝંપલાવ્યું હતું.

મહારાજે બીજે એક પ્રસંગે એક પછી એક એમ ત્રણ જણને નદીના ઝડપી પ્રવાહમાંથી બચાવ્યા હતા. સંવત ૧૯૬૧માં ઊંટડિયા મહાદેવના મેળામાં એ ગયા હતા. નદીના પટમાં ખીચડી પકાવતા એ બેઠા હતા એવામાં

ડભોડા વહોહરાનો એક સંઘ આવ્યો. એમાંના પંદર સત્તર જણા નદીમાં નાહવા પડ્યા. નાહીને બધા બહાર આવ્યા. પણ ત્રણ જણ તરતાં આવડતું હતું છતાં નદીના વેગીલા પ્રવાહમાંથી કિનારા સુધી પહોંચી જ ન શકે. ખીચડી પકવતા રવિશંકરને એની ખબર પડતાં જ એ પાણીમાં કૂદી પડ્યા અને એકને ખેંચી લાવ્યા. ફરીથી જઈને બીજાને ખેંચી લાવ્યા પણ ત્રીજાને ખેંચવા જતાં એમને નાકે દમ આવી ગયો. બે જણને બહાર કાઢતાં જ એ થાકી ગયા હતા. ત્રીજો સત્તાવીસ વર્ષનો જુવાન હતો. એને કંઈ જવા દેવાય? એટલે રવિશંકરે એનો પગ પકડ્યો તો ખરો, પણ થાકને લીધે એમને ભાન રહ્યું નહોતું. ચડતાં પાણી તરફ નીકળવા એ મથતા હતા પણ એમનાથી એક વેંત પણ આગળ વધાતું નહોતું. છેવટે બૂમ મારીને એમણે કાંઠા ઉપરના લોકોને કહ્યું કે 'અમે બન્ને ડૂબીએ છીએ!' કિનારા ઉપરના લોકો આ દૃશ્ય જોઈ રહ્યા હતા પણ કોઈ એમની મદદે આવવાની હિંમત કરતું નહોતું. છેવટે બે ફાળિયાં સાંધીને કોઈએ ઘા કર્યો. એનો છેડો રવિશંકરે પકડી લીધો એટલે બહારના લોકોએ તેમને કિનારે ખેંચી કાઢ્યા. આમ જીવની પણ પરવા કર્યા વિના આફતમાં આવેલાની મદદે દોડી જવું એ એમનો સ્વભાવ જ હતો. મહારાજ કહે છે કે, 'મને સરસ તરતાં આવડતું હતું એ મને બહુ ખપ લાગ્યું છે. ઈ. સ. ૧૯૨૭ની રેલમાં નીડરપણે પાણીમાં તરી તરીને હું ગરીબ લોકોને મદદ પહોંચાડી શકતો હતો તે આ આવડતને જ આભારી છે.'

ઉપરના બધા પ્રસંગોથી ઊલટી જ જાતના એક

પ્રસંગે એમણે પાણીથી ઊભરાતી મહીસાગર પાર કરેલી. એ વાત એમના જ શબ્દોમાં સાંભળીએ : "બ્રાહ્મણગામ–ગંભીરાના પાટણવાડિયાઓની હાજરી કઢાવીને હું વડોદરાથી આવતો હતો. મારા હર્ષનો પાર નહોતો. આ શુભ સમાચાર વહેલામાં વહેલી તકે ગામલોકોને પહોંચાડવાનો મને ઉત્સાહ હતો. નદી કાંઠે આવ્યો તો મહીસાગરમાં ભરતી આવેલી! જુવાળ ચડતો હતો. સાંજ પડી ગઈ હતી. હોડીની અવરજવર બંધ થઈ ગઈ હતી. એક હોડી પાણીમાં દૂર ઊભી હતી. મેં એને નદી પાર કરાવવા બૂમ પાડી. પણ હોડીવાળાએ કહ્યું કે, 'હવે અંધારું થયું છે એટલે અત્યારે હવે હોડી નહિ મુકાય.' મેં બે ક્ષણ વિચાર કર્યો. ઊતરતાં પાણી તરફ જોયું અને મનથાં નિશ્ચય કર્યો. લૂગડાં ઉતારીને પોટલી બાંધી. કામળ પહેરી લીધી અને પોટલી હાથમાં પકડીને હું પાણીમાં ઊતર્યો. પેલા હોડીવાળાને એમ કે લૂગડાં ઉતારીને આ ખાલી દેખાવ કરે છે. પણ મેં તો પાણીમાં ઝંપલાવ્યું. તરતા તરતા હું આગળ વધ્યો. હોડીવાળો જોઈ જ રહ્યો અને હું તો નદીને સામે કાંઠે પહોંચી ગયો. મને તો એટલી ઉતાવળ હતી, એટલો ઉમંગ હતો કે કપડું બદલ્યા વિના જ હું ગામ તરફ ચાલવા લાગ્યો. રસ્તે જતાં મારી કામળ એમ ને એમ સુકાઈ ગઈ. ગામમાં ગયો ત્યારે લોકોએ પૂછ્યું, 'મહારાજ, અત્યારે શી રીતે આવ્યા! નદી શી રીતે પાર કરી?' મેં કહ્યું કે 'તરીને!' પણ લોકોના તો વાત માન્યામાં જ ન આવે. હાજરી રદ થયાનો હુકમ જ્યારે મેં લોકોને વાંચી સંભળાવ્યો ત્યારે એ બધા એવા ખુશ

થઈ ગયા કે મારા હૃદયમાં પણ આનંદના હિલોળા ચડયા!”

તરવા અંગેના આવા તો કેટલાયે કિસ્સાઓ મહારાજની પાસે પડયા છે. તેથી જ એ ઘણીવાર કહે છે કે, ‘ દરેક સ્વયંસેવકને તરતાં તો આવડવું જ જોઈએ. માબાપે પણ પોતાનાં બાળકોને વહેલામાં વહેલી તકે તરતાં શીખવી દેવું જોઈએ. તરવાની કળા એ પણ એક સંપત્તિ છે. એ વડે માણસ પોતે બચી શકે છે અને બીજાને બચાવી શકે છે.’



## ૪

# આર્યસમાજનો રંગ

મહારાજના વિદ્યાર્થીજીવનનું ઘડતર મુખ્યત્વે કરીને એમના પિતા પાસે થયું. પણ પાછળથી એ જ્યારે સરસવણીમાં રહેવા લાગ્યા અને ત્યાંની નિશાળમાં જવા લાગ્યા ત્યારે એમના જીવન ઉપર વધારેમાં વધારે છાપ નાગરદાસ માસ્તરની પડી. નાગરદાસ ભગવાનદાસ માસ્તર નડિયાદના કાકરખાડના પાટીદાર હતા. પોતાના વિદ્યાર્થીઓના ભણતર ઉપર એ સંપૂર્ણ લક્ષ આપતા. પરીક્ષા પાસે આવી હોય અને વિદ્યાર્થીઓના પાઠ કાચા રહી ગયા હોય તો તે વિદ્યાર્થીઓને પોતાને ઘેર બોલાવતા અને ભણાવતા. આવા ભણતરની એમણે રાતી પાઈ પણ લીધી હોય કે દીવા માટેનું દિવેલ પણ વિદ્યાર્થીને ઘેરથી મંગાવ્યું હોય એવું બન્યું નથી. કોઈ શુભ અવસરે એમને ત્યાં કંઈ કોઈ મોકલે તો નાગરદાસ માસ્તર એનો પણ કદી સ્વીકાર કરે નહિ. એમની આ નિસ્પૃહતાને લીધે તે બધા વિદ્યાર્થીઓમાં તેમ જ ગામના લોકોમાં આદરને પાત્ર બન્યા હતા.

નાગરદાસ માસ્તરને કોઈ પણ વ્યસન નહોતું. એમના મોઢામાંથી અપશબ્દ કદી નીકળ્યો નથી. એમને હુક્કો પીવાની ટેવ હતી પણ નિશાળમાં તેમણે કદી હુક્કો પીધો નથી. પીવો હોય તો તે ઘેર જ પીતા. તે પોતાના વિદ્યાર્થીઓને ચોપડીઓનું શિક્ષણ તો આપતા જ, પરંતુ તેમના સૌમ્ય અને સજ્જન સ્વભાવને લીધે તેઓ વિદ્યાર્થીઓને સૌમ્ય અને સજ્જન જીવનના પ્રેરક હતા. પોતાનો કોઈ વિદ્યાર્થી માંદો પડ્યો હોય કે બીજી કોઈ આફતમાં સપડાયો હોય ત્યારે એ શિષ્યવત્સલ ગુરુ વિદ્યાર્થીની પડખે પહોંચી જતા અને તેને ઉગારતા.

તે જમાનામાં શાળા સવારસાંજ બે વખત ચાલતી. પહેલો નંબર મેળવવા વાસ્તે વિદ્યાર્થીઓ દિવસ ઊગે તે પહેલાં નિશાળે પહોંચી જતા. અગિયાર વાગે નિશાળ છૂટે અને ફરી બે વાગે શરૂ થાય તે સાંજે દિવસ આથમ્યે બંધ થાય. પાણીપિશાબને બહાને છોકરાઓ વચ્ચે બહાર જઈને લખોટીની રમતો રમી આવતા!

બાળક રવિશંકરને ઇતિહાસભૂગોળ અને આંક બહુ સારા આવડતા. પણ એમને કવિતા યાદ જ ન રહે. શ્લોકો ઝટપટ મોઢે ચડી જાય પણ કવિતા કેમે કરીને યાદ ન રહે. ગણિતનો વિષય એમને કઠણ લાગતો પણ લેખાં લખાવે તેમાં એમને મજા આવતી. લેખાંની કૂંચીઓ માસ્તર વિદ્યાર્થીઓ પાસે તૈયાર કરાવતા. રવિશંકરને લખવાનો બિલકુલ મહાવરો નહિ એટલે એમના અક્ષર કદી સારા થયા નહિ. સારા અક્ષર માટે ચીવટભરી કાળજી અને

લખવાની આદતની જરૂર છે. મહારાજ કહે છે, 'ગમે તેમ પણ હું લખવામાં મંદ હતો. અને આજે પણ છું. પણ પરચૂરણ કામો કરવામાં હું કાબેલ હતો એ વાત માસ્તરે શોધી કાઢેલી. અને તેથી એવાં કંઈ કામ કરવાનાં આવે એટલે મને જ સોંપાય. કોઈ વખતે ફરવા જવાનું હોય કે ઉજાણી કરવા જવાનું હોય ત્યારે આગેવાન હું જ બનતો.'

એક વખત શાળાની પરીક્ષા લેવાને માટે ડિપોટી આવવાના હતા. માસ્તરે છોકરાઓને તેમને સામા લેવા મોકલ્યા. રસ્તે ચાલતાં ડિપોટીએ છોકરાઓને પૂછી પૂછીને શાળા વિશે ઘણી માહિતી મેળવી લીધી. એમાં બાળક રવિશંકર બહુ વાચાળ એટલે એમણે વાતવાતમાં ડિપોટીને કહી દીધું કે જેઓ અભ્યાસમાં કાચા છે તેમને નાગરદાસ માસ્તર પરીક્ષા આપવા બેસાડવાના નથી. અને આવું દરેક વર્ગમાં કર્યું છે. આ હકીકત કહેવામાં રવિશંકરનો કોઈ દુષ્ટ હેતુ નહોતો કે માસ્તર સામે ફરિયાદ નહોતી. પણ વાચાળતાને લીધે એમણે ન કહેવાની વાત ડિપોટીને કહી દીધી. પરીક્ષા લેવાઈ અને પરિણામ સારું આવ્યું. પણ કાચા વિદ્યાર્થીઓને પરીક્ષામાં બેસવા દીધા નહિ એ માટે ડિપોટીએ નાગરદાસ માસ્તરની ખબર લઈ નાખી. છોકરાઓને ડિપોટીને લેવા જવા મોકલવા માટે માસ્તરને પસ્તાવો થયો અને છોકરાઓને બે શબ્દ કહ્યા પણ ખરા. એ પ્રસંગે રવિશંકર મનમાં ને માનમાં પીડાયા!

મહારાજ આ સજ્જન શિક્ષકની સૌમ્યતાનો એક પ્રસંગ કહે છે: "એક દિવસ માસ્તરને અગિયારસનો

ઉપવાસ હતો. એ અમને વ્યાકરણના સવાલો પૂછતા હતા. મારો એક પણ સવાલ ખરો ન પડ્યો એટલે એ ગુસ્સે થઈ ગયા અને મને એક લાપોટ લગાવી દીધી. પણ થોડી વાર પછી તરત જ મારા તરફ ફરીને બોલ્યા, 'આજે અગિયારસને દિવસે કોઈને મારવો નહિ એવું નક્કી કરીને આવ્યો હતો, પણ તું આડો આવ્યા વિના ન રહ્યો.' આ શબ્દોમાં એમનું દુઃખ, પસ્તાવો અને પ્રેમ ત્રણેય મેં જોયાં. આજે શિક્ષણશાસ્ત્રમાં અનેક સુધારા થયા છે, અનેક પ્રયોગો ચાલી રહ્યા છે. પણ એ જમાનાના નાગરદાસ માસ્તર પાસેથી વાંચવાલખવાનું તો હું જે શીખ્યો હોઉં તે, પણ એમના પ્રેમાળ સ્વભાવે અને સદાચારી વર્તને મારા જીવનમાં કાયમની અસર કરી છે. તે તાકાત આજના શિક્ષણતંત્રમાં હું શોધું છું."

નિશાળમાં ભણતા હતા ત્યાં સુધી મહારાજને એમના પિતાએ અને નાગરદાસ માસ્તરે ઘડ્યા, તો નિશાળ છોડ્યા પછી એમને છોટાલાલ કવિ મળી ગયા, જેમણે એમના સંસ્કારોને ઓપ ચડાવવામાં ભારે ભાગ ભજવ્યો. મુંબઈની ડાહ્યાભાઈ ધોળશાની નાટકમંડળીના કવિ છોટાલાલ સરસવણીના જ વતની હતા. એમના ભાવનાશીલ અને પ્રગતિશીલ સ્વભાવને લીધે તરુણ રવિશંકર એમના તરફ આકર્ષાયા. છોટાલાલ કવિએ રવિશંકરને એક પુસ્તક વાંચવા આપ્યું. પણ એ મુદ્દલ સમજાયું નહિ છતાં નવું જાણવાની ઝંખનાને લીધે એઓ વાંચી ગયા. કવિએ એમને ઇતિહાસનાં પુસ્તકો આપવા માંડ્યાં. રવિશંકરને ઇતિહાસની વાતોમાં

રસ પડવા લાગ્યો. કવિ આર્યસમાજી હતા, ભાવનાશીલ હતા અને વાતચીત કરવામાં કુશળ હતા. વીસ વર્ષનો આ તરુણ તેમના તરફ ખેંચાયો હતો. એ તેમને ત્યાં અનેક વખત જતો, અનેક વાતો સાંભળતો. હિંદુ ધર્મમાંની વિકૃતિની અને સમાજની પડતીની તે લાગણીપૂર્વક વાતો કરતા અને સ્વામી દયાનંદ અને તેમના એ વિષેના કાર્યની માહિતી આપતા. મહારાજ કહે છે, "એમનું વેદમંત્રોનું ઉચ્ચારણ મને બહુ ગમતું. હું એ ભાવપૂર્વક સાંભળ્યા જ કરતો. હું પણ થોડા મંત્રો બોલતાં શીખ્યો. એમણે મને આર્યસંસ્કૃતિનું મહત્ત્વ સમજાવ્યું, વૈદિક સન્ધ્યા શીખવી અને સ્વામી દયાનંદનું જીવન કહ્યું. એમના 'આર્ય' શબ્દથી હું મોહિત થયો. મને એવા સાચા આર્ય થવાની ઇચ્છા જાગી. કવિના સહવાસમાં જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ મારા જીવનમાં પણ પરિવર્તન થતું ગયું. હું મૂળ સનાતની બ્રાહ્મણ રહ્યો. સ્નાન સંધ્યાદિ તો હુંયે રોજ કરતો હતો. શૌચાદિ નિયમો તો હું પણ પાળતો હતો. દેવની પૂજા, જપ, જાપ હું પણ કરતો હતો. કવિ મૂર્તિપૂજામાં માને નહિ એટલે એક દિવસ મેં એમને એકાએક કહ્યું, 'તમારા મંદિરમાં મૂર્તિ નહિ એટલે એને મસીદ જ સમજોને !' મારા આ વાક્યથી એમને આઘાત થયો. પણ એમણે મને વાંચવાની લગની લગાડી. રોજ નવું નવું વાંચવા આપે. મારું બહારનું જ્ઞાન વધતું ગયું અને સાથે સાથે વિચારમયતા પણ વધી. પરિણામે થોડા જ દિવસમાં હું પણ મૂર્તિપૂજાનો વિરોધી બન્યો ! એટલું જ નહિ પણ હું એનો પ્રચાર કરતો થયો ! 'સત્યાર્થપ્રકાશ' હું એ જમાનામાં એટલું રસપૂર્વક

અને ફરી ફરીને વાંચતો કે એ આખું પુસ્તક શ્લોકો સાથે મને કંઠે થઈ ગયું હતું. એ પુસ્તકના વાચન પછી હું લડકણો થઈ ગયો હતો અને વાતવાતમાં મિત્રો સાથે ચર્ચામાં ઊતરી પડતો. મારા સહાધ્યાયીઓ પણ મારી સાથે આ પ્રવાહમાં તણાવા લાગ્યા.

"હું અભ્યાસ સાથે ખેતી પણ કરતો હતો. પણ આ નવી ધૂન પછી ખેતીમાંથી મારો રસ ઓસરવા લાગ્યો. હવે હું ખેતરમાં પણ સાથે પુસ્તક લઈ જવા લાગ્યો. કવિએ મને 'આર્યમિત્ર', 'સરસ્વતી', 'આર્યપ્રકાશ' વગેરે માસિકો વાંચવાનો રસ લગાડયો હતો. હું ચર્ચા અને વાદવિવાદ પણ કરવા લાગ્યો હતો. ગામના વડીલોને મારી આ 'નાસ્તિકતા' ગમતી નહિ. કોઈ કોઈ વાર તેઓ અકળાઈ જતા. પણ ગમે તેનો ફેરોફાંટો ખાવાની મારી ટેવને લીધે હું લોકોને પ્રિય તો રહ્યો જ. કવિનું ઓળખાણ મને પિતાના અવસાન બાદ – સંવત ૧૯૬૦ બાદ થયેલું અને મારી બાના અવસાન બાદ – સંવત ૧૯૬૩ બાદ હું આર્યસમાજનો પ્રચારક બન્યો ! આ વખતે મારી ઉંમર ત્રેવીસ વર્ષની હતી."

એ જ અરસામાં સરસવણીમાં શ્રી શંકરાચાર્ય પધાર્યા. શ્રી માધવતીર્થ સ્વામીએ એક દિવસ કથા પછી વાતવાતમાં લોકોને પૂછયું કે, 'અહીં કોઈ આર્યસમાજી છે ?' કોઈ કે કહ્યું કે, 'એક છોકરો છે ખરો !' જુવાન રવિશંકર ત્યાં જ ઊભા હતા. એમણે કહ્યું, 'કેમ સ્વામીજી, હું જ છું. સમાજ વિષે હું બહુ જાણતો નથી, પણ એ ધર્મ સુંદર છે !' રવિશંકરના આ શબ્દો સાંભળીને સ્વામી ચિડાઈ ગયા ને

એમને બ્રાહ્મણની ધર્મશાળામાંથી કાઢી મૂકવાનો આદેશ આપ્યો. બેચાર આડીઅવળી વાતો પણ સંભળાવી દીધી. આથી જુવાન રવિશંકરને રોષ ચડ્યો અને ભરી સભામાં એ ગર્જી ઊઠ્યા, 'હું જોઉં છું મને કાઢનાર કોણ છે. ધર્મશાળામાં મારો પણ ભાગ છે.'

આ બનાવથી રવિશંકરના શુભેચ્છકો ખૂબ ગભરાઈ ગયા. એમને થયું કે, આ છોકરાને જ્ઞાતિબહાર મૂકશે. રવિશંકરના પિતાના એક મિત્ર એમને સમજાવવા આવ્યા. એમણે કહ્યું કે, 'સ્વામી મહારાજ શાપ દે તો આપણું બહુ ભૂંડું થઈ જાય.' આ સાંભળી રવિશંકર બેપરવાઈથી બોલી ઊઠ્યા: 'શાપ દેનારનું મોઢું નથી જોયું!' એમણે કહ્યું કે, 'જો, આવું ન બોલાય. એ તારી જનોઈ ઉતરાવી લેશે!' જુવાન રવિશંકરે હસીને જવાબ આપ્યો: 'મારી જનોઈ શું ઉતરાવી લે? એ જનોઈ પાછળ તો મારા બાપે રૂપિયા ત્રણસો ખરચ્યા છે!'

સરસવણીમાં એવો રિવાજ હતો કે શંકરાચાર્ય આવે ત્યારે બ્રાહ્મણ લોકોએ ઘરદીઠ એક રૂપિયો એમને ચરણે ધરવો. મહારાજ કહે છે કે: "મેં એ રૂપિયો આપવાની ના પાડી. વડીલો મને સમજાવવા લાગ્યા કે 'તું સ્વામીજીને રૂપિયો ભલે ન આપે, પણ આપણી જ્ઞાતિના રિવાજને તો પાળીશ કે નહિ?' હું વિચારમાં પડ્યો. થોડી વાર પછી મેં જવાબ આપ્યો, 'હું શંકરાચાર્યને નથી આપતો, પણ જ્ઞાતિનો રિવાજ પાળું છું, એવી રૂબરૂ ચોખવટ કરીને આપું.' પછી અમે સ્વામીજી પાસે ગયા. પેલા વડીલે 'લો,

આ રવિશંકરનો રૂપિયો' એમ કહીને એક રૂપિયો સ્વામીજી પાસે મૂક્યો. શંકરાચાર્યે એ રૂપિયો મારા તરફ ફેંક્યો અને કહ્યું કે 'એવાનો રૂપિયો જરે નહિ, એ તો પેટમાં કૂકડો થઈને બોલે.' મેં તરત જ રૂપિયો ઉપાડીને ગજવામાં નાખ્યો અને ત્યાંથી ચાલતી પકડી. આમ શંકરાચાર્યે મારો રૂપિયો લીધો નહિ અને મેં આપ્યો નહિ. એમણે દ્વારકાની ગાદીને નામે મને નાતબહાર મૂકવાનો હુકમ લખ્યો. પણ એમના ગયા પછી એ બધું ભુલાઈ ગયું. કવિએ જ્યારે આ બનાવ વિશે જાણ્યું ત્યારે મુંબઈથી મારા ઉપર ધન્યવાદનો પત્ર લખ્યો. એ પત્ર વાંચીને મને ઉત્સાહ આવ્યો. પણ આજે શાંત રીતે વિચાર કરું છું ત્યારે મારું એ વખતનું વર્તન મને અવિનયી લાગે છે."

'आर्यों पर अनार्योंका राज्य नहीं होना चाहिये।' એ સ્વામી દયાનંદના વાક્યે તરુણ રવિશંકર ઉપર જાદુઈ અસર કરી. એક તરફ એમને સાચા 'આર્ય' થવાનો ઉત્સાહ આવ્યો અને બીજી તરફ સ્વરાજ્ય-પ્રેમ જાગ્યો. એ વેદશાસ્ત્રો વાંચતા થયા અને હોમહવન તથા વેદના મંત્રોચ્ચારનો પરિપાક પણ રાખતા થયા. સામાન્ય અભણ લોકોને એમની વેદશાસ્ત્રની વાતો તથા હોમહવનનો કર્મકાંડ જોઈને એમના પ્રત્યે આકર્ષણ થતું ગયું. આમ એ જમાનામાં રવિશંકર આર્યસમાજના રંગે રંગાઈ ગયા હતા અને એ બધો પ્રભાવ કવિ છોટાલાલનો હતો.



## ૫

## યજમાનવૃત્તિ

ક્રિપિયલ ગામ સરસવણીથી બે ગાઉ પર આવેલું છે. આ ગામની મોટા ભાગની વસ્તી ડાભી ઠાકોરોની છે. એ ગામમાં મહારાજના વડીલોની યજમાનવૃત્તિ ચાલતી હતી. મહારાજના પિતાજીને યજમાનવૃત્તિમાં રસ નહોતો અને તેથી જ તે શિક્ષકનો ધંધો કરતા હતા. પણ મહારાજના કાકા આ યજમાનવૃત્તિ સંભાળતા. સંવત ૧૯૫૯માં એમનું અવસાન થયું એટલે એ બોજો જુવાન રવિશંકર ઉપર આવ્યો. રવિશંકર નાનપણથી ખેતી કે ઘરનાં બીજાં પરચૂરણ કામોમાં જોડાય જ. પોતાના મોટા બાપાની સાથે એ કોઈ કોઈ વાર ક્રિપિયલ પણ જાય. ત્યાં જોઈ ને ને સાંભળીને એમને કેટલાક શ્લોકો અને વિધિઓની સમજ પડી ગઈ હતી અને સ્વભાવે એ વાચાળ હોવાથી યજમાનવૃત્તિ કરવાની એમની લાયકાત સિદ્ધ થઈ ચૂકી હતી. બાકી એમણે કોઈ અભ્યાસ કર્યો હોય કે પરીક્ષા આપી હોય એવું બન્યું નથી.

સામાન્ય રીતે યજમાનોનાં દીકરાદીકરી પરણાવી આપવાં, ચાંલ્લો આવે ત્યારે વિધિ કરાવવી, ઉત્તરાયણ કે બળેવ સાચવવી અને ત્યાંના પોતાના ખેતરની દેખરેખ

રાખવી એ જ યજમાનવૃત્તિનું કામ હતું. રવિશંકરને આ ધંધામાંથી કમાણી કરવાની પડી નહોતી. કેટલાંય ગરીબ માબાપની કન્યાઓને એ પાઈ પણ લીધા વિના પરણાવી આપતા. કોઈની પાસે શાકભાજી સરખી માગવાનીયે લાલચ ન રાખે. આથી એ પોતાને સ્વતંત્ર માન્યા કરે.

એક વખત એક યજમાનને ત્યાં ચાંલ્લો આવ્યો હતો. બધી વિધિ પૂરી થઈ એટલે એણે મહારાજને બે રૂપિયા આપ્યા અને આગ્રહ કર્યો કે આજે રસોઈ અહીં જ બનાવો. એના અતિ આગ્રહને વશ થઈને એમણે કંસાર બનાવ્યો. ઘી મંગાવ્યું. અંધારું થઈ ગયું હતું. વાટીમાં ઘી આવ્યું. પણ વાટી ઉપર દાળના છાંટા પડયા હતા. તે જોઈને મહારાજને આઘાત થયો. તેઓ એ ઘીને અડકયા પણ નહિ. ત્યાંનું કામ પતાવીને ચાલી નીકળ્યા અને મન સાથે નિશ્ચય કર્યો કે હવેથી કોઈ યજમાનને ત્યાં જમવું નહિ. પણ એમની જમવાની આ ના કિપિયલ ગામનાં વસવાયાંને ગમતી નહિ. કારણ કે ગોરમહારાજ રાંધે નહિ તો વસવાયાંને પિરસણ કયાંથી મળે? પણ એનો મહારાજ પાસે કોઈ ઉપાય નહોતો.

'સત્યાર્થપ્રકાશ' વાંચ્યા પછી તો યજમાનવૃત્તિ અંગે ગણપતિ ચીતરવામાં કે શ્રાદ્ધક્રિયા કરવામાં ઉપેક્ષા જન્મી હતી. મરણ પાછળનું કે ન્યાતવહેવારનું જમણ તો આ પહેલાં જ છૂટયું હતું. પણ યજમાનને ત્યાં પણ ભોજન નહિ લેવાના નિશ્ચયથી તેમના યજમાનો મનમાં ને મનમાં મૂંઝાતા અને કોઈ કોઈ તો ગુસ્સે પણ થતા.

એક યજમાન કાશીએ જઈ આવ્યા. યાત્રા કરી આવ્યા પછી એમને ગંગાપૂજન કરાવવાનું મન થયું. તેમણે પોતાના ગોર રવિશંકર મહારાજને બોલાવ્યા અને કહ્યું કે કાશીમાં થાય છે એવી વિધિ કરાવો. યજમાનનો ભાવ જોઈને મહારાજે પણ આંગણામાં હવન માટે સુંદર વેદી બનાવી, એના ઉપર કંકુ ગુલાબ વગેરેથી પૂજન કરાવ્યું અને અષ્ટાધ્યાયીના મંત્રોનો ઘોષ કરીને હવન કરાવ્યો. યજમાન આ બધી વિધિથી અને મંત્રોચ્ચારના ધ્વનિથી ખુશખુશ થઈ ગયા અને કહેવા લાગ્યા કે બધી વિધિ બરાબર કાશી જેવી જ થઈ છે. પછી એ ભાવપૂર્વક સીધું લાવ્યા અને પોતાના ગોર સામે મૂકીને કહ્યું કે ‘રસોઈ બનાવીને અહીં જ જમો.’ રવિશંકરે ખેદ સાથે જણાવ્યું કે ‘હું ઘેર જ જઈશ. હું જમતો નથી. માફ કરો.’ આથી એ યજમાનને ખોટું લાગ્યું. અને પાછળથી તો એ પોતાના ગોરમહારાજની વિરુદ્ધ પ્રચાર પણ કરવા લાગ્યા કે, ‘આવા મહારાજ હોય એ શી રીતે ચાલે? આપણું ખાય પણ નહિ. એ આપણને શું ભોઈ વાળંદ સમજે છે?’ વગેરે. આમ છતાં મહારાજની વિધિઓથી અને નિસ્પૃહતાથી લોકોનો એમના પ્રત્યેનો ભાવ વધતો જ ગયો!

મહારાજ યજમાનવૃત્તિમાં હકના દાપા ઉપરાંત એક બદામ પણ વધારે લેવાની વૃત્તિ રાખતા નહિ. પણ તે જેમજેમ દાનદક્ષિણાથી દૂર ને દૂર ભાગવા લાગ્યા તેમ તેમ દક્ષિણા તેમની પાછળ વધારે ને વધારે આવવા લાગી. એમના એક યજમાનનો દસબાર વર્ષનો છોકરો ગુજરી

ગયો. એ સાંભળીને મહારાજ તેને આશ્વાસન આપવા ગયા. મહારાજનાં માયાળુ વેણુ સાંભળીને છોકરાની મા રડી પડી અને શાંત થયા પછી કથરોટ ભરીને અનાજ લઈ આવી, ઉપર એક રૂપિયો મૂક્યો અને છોકરાનો નવો ડગલો કાઢીને તે બધું મહારાજની સામે મૂક્યું. મહારાજની નજર સામે તો પેલો મૃત બાળક અને એની માનું કરુણા ઉપજાવે એવું મુખ તરવરતું હતું. આવી મનઃસ્થિતિમાં તેમને સામે પડેલું દાન લેવાનું મન થયું નહિ. પણ એથી યજમાનને શું થશે એ પણ વિચાર આવ્યો. એમણે સંકલ્પ કર્યો કે હવે પછી કોઈ નાનું મરી ગયું હોય ત્યારે તાજેતરમાં યજમાનને ત્યાં જવું નહિ!

આમ યજમાનવૃત્તિ છૂટતી જતી હતી. એવામાં એક વખત એક સંન્યાસી એમનું ઘર શોધતા શોધતા એમને ત્યાં આવી ચડ્યા. એમને જોતાં જ મહારાજે એમને આસન આપ્યું અને હાથ જોડીને આજ્ઞા માગી. જુવાન રવિશંકરને સાધુસંન્યાસી પ્રત્યે પહેલેથી જ આદરભાવ હતો. તેમાં સંન્યાસી પોતે જ ચાલીને એમને ઘેર પધાર્યા એટલે એમના આનંદનો પાર ન રહ્યો. તે પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા અને પોતે તરત જ સ્વામીજીની સેવામાં પડી ગયા. આ સ્વામી નિત્યાનંદજી સાથે જેમ જેમ વાર્તાગોષ્ઠી ચાલતાં ગયાં તેમ તેમ તેમને વિષેનો ભાવ વધવા લાગ્યો. પહેલી જ મુલાકાતે બંને વચ્ચેના સંબંધની ગાંઠ બંધાઈ ગઈ. મહારાજ કહે છે કે 'મારા ગૃહસ્થ જીવનમાં ઉચ્ચ રસ્તે જવામાં એ ઘણી વખત મારા માર્ગદર્શક

બન્યા છે. એમણે મારા જીવનમાં રસ લીધો અને મારા જીવનમાં ઊભી થતી અનેક નાનીમોટી ગૂંચો ઉકેલવામાં મને માર્ગદર્શન કરાવ્યું. ઈ. સ. ૧૯૧૮ની સાલમાં એ મારે ઘેર આવ્યા. ત્યારથી મારો ઘણો વખત એમની સેવાચાકરીમાં જતો. એમની વાતોમાંથી મને જીવનની અનેક પ્રેરણાઓ મળતી અને હું નબળો પડી ગયો હોઉં ત્યારે મને બળ મળી રહેતું. એ જ વખતે છિપિયલમાં લગનગાળો ચાલતો હતો. એટલે દિવસ આખો હું સ્વામીજીની સેવામાં રહેતો અને સાંજના લગ્ન કરાવવા છિપિયલ જતો પરોઢિયે પાંચ વાગ્યે ત્યાંથી પાછો ફરતો અને સ્વામીજીની સેવામાં હાજર થઈ જતો. યજમાનોને મેં પહેલેથી જણાવી દીધું હતું કે હું સવારના ચાર વાગ્યા પછી રોકાઈ નહિ શકું. એક લગ્નમાં યજમાનને ત્યાં કશી તૈયારી થાય જ નહિ. મેં બહુ ઉતાવળ કરી પણ એ હાલે જ નહિ. આથી મોડું થયું. ચાર વાગ્યા એટલે બાકી રહેલું કામ વાળંદને ભળાવીને હું સરસવણી ચાલ્યો આવ્યો. પણ મનમાં લાગ્યું કે હવે આ ગોરપદાની જંજાળમાંથી છૂટવું જોઈએ. ત્યારપછી લગ્ન કરાવવા હું બીજા કોઈને મોકલતો થયો. આમ ધીમે ધીમે મારી યજમાનવૃત્તિ ઘસાતી ચાલી. ઈ. સ. ૧૯૨૧ની સાલમાં વડતાલની સભામાંથી પાછા ફરીને મેં છેલ્લી કન્યા પરણાવી. ત્યાર બાદ મારી યજમાનવૃત્તિ મેં તે ગામના એક બીજા બ્રાહ્મણને સોંપી દીધી. યજમાનવૃત્તિ કરી એ સમયમાં હું યજમાનો પાસેથી યાચવાની વૃત્તિમાંથી મુક્ત રહ્યો એથી મને લાગે છે કે, મારું સત્ત્વ સચવાઈ રહ્યું. માગણવૃત્તિ માણસને કદી ચડાવી શકતી નથી.'

આમ વડિલોપાર્જિત યજમાનવૃત્તિમાંથી તો છુટકારો થયો અને અયાચક વૃત્તિ જાળવી શકાઈ. પણ આર્યસમાજનો રંગ લાગ્યા પછી જાહેર સંસ્થા માટે ફાળો કરવાનું કામ તરત જ હાથમાં આવ્યું.

ઈ. સ. ૧૯૧૧માં ઈંટોલામાં આર્યધર્મ પરિષદ ભરાવાની હતી. રવિશંકરને એ પરિષદ જોવાની બહુ વખતથી ઈચ્છા હતી. એ ત્યાં ગયા. પરિષદમાં આર્યધર્મ વિશે વકતાઓનાં જોરદાર અને ઝનૂની ભાષણો સાંભળ્યાં. આર્યસમાજી કાર્યકર્તાઓ સાથે નવી નવી ઓળખાણો થઈ અને બીજું પણ ઘણું જોવા જાણવાનું મળ્યું. એ પરિષદમાં જ એમના જાણવામાં આવ્યું કે વડોદરામાં શ્રી ફત્તેહસિંહરાવ અનાથાશ્રમ નામની સંસ્થા છે. પરિષદમાંથી પાછા ફર્યા પછી થોડા દિવસમાં સરસવણીના એક છોકરાને આશ્રમમાં દાખલ કરાવવા એ વડોદરે ગયા. આશ્રમના સુપરિન્ટેન્ડન્ટ શ્રી. અંબેલાલ સાથે એમને એ પ્રસંગે થોડો પરિચય થયો. થોડા વખતમાં ફરી એક બીજા વિદ્યાર્થીને દાખલ કરાવવા એ ગયા. આ વખતે અંબેલાલ સાથે એમને વધુ પરિચય થયો. એમણે રવિશંકરને આશ્રમ માટે ફાળો ઉઘરાવવાનું સૂચન કર્યું અને કહ્યું કે, જો તમને વખત હોય તો હું તમને ચિઠ્ઠીઓ લખી આપું એ લઈને જજો. અને જે આપે તે લઈને આવજો. રવિશંકર માટે આ કામ તદ્દન નવું હતું. પણ પોતાના ગામના બે વિદ્યાથીઓને સંસ્થામાં મૂકયા હતા એટલે સંસ્થા માટે કંઈક કરવું જોઈએ એવું એમને લાગ્યું. એમણે ચિઠ્ઠીઓ લઈને આશ્રમ માટે

ઉઘરાણું કરવા જવાનો સ્વીકાર કર્યો. અજાણ્યા માણસ પાસેથી પૈસા શી રીતે ઉઘરાવવા, અજાણ્યા પ્રદેશમાં ઓળખાણ શી રીતે કરવી એ બધું એમને માટે નવું હતું. પણ એમણે તો હા પાડી દીધી.

શ્રી. અંબેલાલની ચિઠ્ઠી લઈને પહેલવહેલા એરૂ ગામના એક ગૃહસ્થને ત્યાં ગયા. એમણે રવિશંકરનો ખૂબ સત્કાર કર્યો. બેત્રણ દિવસ ઘરમાં એમને ખૂબ પ્રેમથી રાખ્યા. સારું સારું ખવડાવ્યું. પણ ફંડની વાત નીકળતાં એ કહે કે એ તો થઈ રહેશે. આમ ત્રણ દિવસ થઈ ગયા. એમને થયું કે આમ ક્યાં સુધી દિવસ ભાંગવા? છેવટે ધીરજ ખૂટવાથી એમણે જવા માટે ઉતાવળ બતાવી એટલે યજમાને ફાળામાં પંદર રૂપિયા ભર્યા. રવિશંકરે વિચાર્યું કે આમ વખત ગુમાવ્યે નહિ ચાલે. એટલે એમણે ચિઠ્ઠીઓ પોતાની પાસે રાખી મૂકી અને સુરતથી અબ્રામા, ગડત, વગેરે ગામોમાં ફરવા માંડ્યું. થોડુંક ભાષણ અને વાતચીત કરી કરીને એમણે અનાજ ઉઘરાવવા માંડ્યું. સહેજે સો મણ થયું. ત્યાંથી સરભોણ ગયા અને ત્યાં પણ સો મણ ડાંગર એકઠી થઈ.

વાલોડમાં ગુરુકુળનું ફંડ ઉઘરાવવા એક શાસ્ત્રી આવ્યા હતા. એક ગૃહસ્થના દીકરાને જનોઈ દેવાની હતી. બધા ભેગા થયા હતા ત્યાં રવિશંકરે ઊભા થઈને પોતાની ફાળાની વાત રજૂ કરી. બધો વિધિ પતી જાય ત્યાં સુધી રોકાઈ જવાનું એમને કહેવામાં આવ્યું. એ રોકાયા. ઉપનયનનો વિધિ એ જાણે છે એ જાણીને એમને પણ

શાસ્ત્રીજીની મદદમાં રોકવામાં આવ્યા. વિધિ પૂરો થયો એટલે ઘરના યજમાને રવિશંકરના હાથમાં બે રૂપિયા મૂક્યા અને પેલા શાસ્ત્રીજીને પાંચ રૂપિયા આપ્યા. રવિશંકરે તો તરત જ બે રૂપિયાની પાવતી ફાડી આપી. એ જોઈને યજમાને કહ્યું કે, 'એ રૂપિયા તો તમને અંગત આપવામાં આવ્યા છે.' રવિશંકરે કહ્યું, 'હું અનાથાશ્રમને કામે આવ્યો છું. સંસ્થાને માટે આવ્યો છું. ત્યારે મારાથી અંગત રૂપિયા ન લેવાય.' ત્યાં ઊભેલા એક સજ્જનની ઉપર આ જવાબની ભારે અસર થઈ. એમણે પેલા યજમાનને ટકોર કરી કે 'આવા જાહેર કામે નીકળેલા માણસોને આપણા અંગત કામ ખાતર બેસાડી ન શકાય.' એ ઘડીએ જ લખણી શરૂ થઈ અને દોઢ કલાકમાં વાલોડમાંથી સારી એવી રકમ રવિશંકરના હાથમાં આવી.

પણ જાહેર સંસ્થા માટે ફાળો બધે જ કંઈ સરળતાથી થતો નથી. કોઈ પક્ષાપક્ષીવાળા ગામમાં તો ફાળો ઉઘરાવનારને બંને પક્ષો વચ્ચે વારેવારે ધક્કા ખાવા પડે છે. જલાલપુર તાલુકાના એક ગામમાં એમને એવો પણ અનુભવ થયો. એક પક્ષના ભાઈ ફાળાની શરૂઆત બીજા પક્ષવાળાને ત્યાંથી કરવાની કહે અને બીજા પક્ષવાળા પહેલા પક્ષવાળાને ત્યાં ધકેલે. આમ ટલ્લા ખાઈ ખાઈને પણ હાથમાં તો રોકડું કંઈ ન આવે. તેમ છતાં નિરાશ થયા વગર રવિશંકર તો ગામેગામ ફરવા લાગ્યા અને સવા મહિનામાં તેમણે અનાજ અને સારી જેવી રકમ ઉઘરાવી આશ્રમના વ્યવસ્થાપકના હાથમાં મૂકી. વ્યવસ્થાપકે તો

ધાર્યું નહોતું કે આટલી રકમ કે આટલું અનાજ થશે. એટલે એ બહુ ખુશ થઈ ગયા. લોકોને સમજાવવાની રવિશંકરની રીત જોઈને એમને થયું કે આ માણસને સંસ્થામાં પગાર આપીને કાયમનો રોકી લીધો હોય તો સંસ્થાને ખોટ જાય એવું નથી. એમણે તેમને સંસ્થામાં રોકાઈ જવાની સૂચના પણ કરી, પણ રવિશંકરે આભાર માનીને ધીમેથી કહ્યું, 'ભાઈ, મારું એ કામ નહિ.' મહારાજ કહે છે, 'પણ આ બહાને પચ્ચીસછવ્વીસ વર્ષની નાની ઉંમરે અજાણ્યા લોકોમાં ભળવાની મને તક મળી. તેમ જ સાચી હકીકત રજૂ કરીને જાહેર સંસ્થા માટે ફાળો ઉઘરાવી શકાય એવો વિશ્વાસ બેઠો. આવો જાહેર ફાળો ઉઘરાવવાનો આ મારો પહેલો અનુભવ હતો.'



૬

## પંડ્યાજીના સંસર્ગમાં

આપણા દેશમાં આપણું રાજ્ય જઈને અંગ્રેજોનું રાજ્ય સ્થપાયા પછી એમણે આપણા દેશની પ્રજા ઉપર એવી એક અજબ ભૂરકી નાખી કે જેને લીધે આપણા દેશની પ્રજાને પારકું અંગ્રેજી રાજ્ય ગમવા લાગ્યું એટલું જ નહિ પણ અંગ્રેજોનો ધર્મ, અંગ્રેજોની રહેણીકરણી, અંગ્રેજોનો પોશાક, અંગ્રેજોની ભાષા, એમ અંગ્રેજોનું બધું જ ગમવા લાગ્યું. પ્રજાને અંગ્રેજી સંસ્કારની એવી અજબ મોહિની લાગી કે લોકો પોતાનો ધર્મ, પોતાની ભાષા, પોતાના સંસ્કાર એમ પોતાનું જે કંઈ હતું તેના તરફ તિરસ્કારથી જોવા લાગ્યા. પ્રજાને આ મૂર્છામાંથી જગાડવા રાજા રામમોહન રાય, મહર્ષિ દયાનંદ કે મહાત્મા રામકૃષ્ણ પરમહંસ જેવી વિભૂતિઓ જન્મી અને તેમણે પ્રજાના આત્માને જાગ્રત કરવા પ્રયાસ કર્યો. પણ એમનો ઇલાજ થોડા આગળ પડતા લોકો ઉપર જ સફળ થયો. જેમને પૂરેપૂરી મૂર્છા નહોતી આવી એવા માણસો જ સળવળી ઊઠ્યા અને

તેમણે રાષ્ટ્રને જાગ્રત કરવાનો પુરુષાર્થ આદર્યો. આવા નરવીરોએ દેશમાં ઘૂમી ઘૂમીને લોકોને જગાડવા તો માંડ્યા જ પરંતુ સાથોસાથ લોકોને જગાડવાનું કામ કરનાર માણસો પણ ખોળવા માંડ્યા. આપણા ગુજરાતમાં ખૂણેખાંચરે પહોંચી જઈને કામ કરનારા માણસોને શોધનારાઓમાં શ્રી. મોહનલાલ કામેશ્વર પંડ્યા— જેમને લોકો પંડ્યાજીના નામે ઓળખતા હતા તે — એક હતા. એમણે ગુજરાતમાંથી કંઈ કંઈ જુવાનોને શોધી કાઢેલા, તેમનો હાથ પકડી તેમને જાહેરજીવનના ક્ષેત્રમાં બહાર આણેલા અને તેમની પાસે તેમને શરૂશરૂમાં નાનાં નાનાં કામો કરાવીને—રાષ્ટ્રના સ્વાતંત્ર્ય તેમને સંગ્રામના સિપાઈ બનવાની તાલીમ આપેલી. ખેડા જિલ્લાના એક ખૂણામાં આવેલા સરસવણી ગામમાંના નવયુવાન રવિશંકરને પંડ્યાજીએ ખોળી કાઢ્યા અને તેમની પાસે ધીમે ધીમે નવાં નવાં કામો કરાવી ગુજરાતના એક મહાન કાર્યકર્તા તરીકે જાહેરજીવનમાં છોડી મૂક્યા. જન્મથી જ સાહસિક, હિંમતવાન અને સેવાભાવી રવિશંકરને પોતાનો સનાતની બ્રાહ્મણનો અંચળો ઉતારીને આર્ય-સમાજનો અંચળો ઓઢી લેતાં વાર લાગી નહિ. કારણ કે એમનું હૃદય જાગ્રત હતું, બુદ્ધિ તીક્ષ્ણ હતી અને સત્ય લાગે તે કોઈ પણ ભોગે કરવાની એમનામાં ભારે હામ હતી. મૂર્તિપૂજા કે રૂઢિગત કર્મકાંડ છોડતાં એમને જરા પણ અડવું લાગ્યું નહિ. ગાઢ અંધકારમાંથી પ્રકાશ જોઈને માણસ જેટલા આનંદ અને ઉત્સાહથી તે તરફ દોડી જાય છે તેટલા જ આનંદ અને ઉત્સાહથી જુવાન રવિશંકર આર્યસમાજ તરફ

દોડી ગયા. મહારાજ કહે છે કે, "'સત્યાર્થપ્રકાશ' વાંચતાં મને આનંદ આવતો. સાચા આર્ય થવાનો મને ઉત્સાહ થતો. અને મહર્ષિ દયાનંદે દેશને જે પ્રકાશ આપ્યો હતો તે મિત્રોને અને બધા લોકોને ક્યારે આપું એની મને અધીરાઈ થતી. જૂનું છોડતાં મને કંઈ ન થયું. કાંચળી ઉતાર્યા પછી સાપને જેમ હળવું ફૂલ જેવું લાગે છે તેમ મને જૂની જડ થઈ ગયેલી ધર્મપ્રણાલી છોડતાં લાગ્યું. તે છોડતાં મેં કોઈ પરાક્રમ કર્યું છે એવું મને સહેજે લાગ્યું નહિ. એ જો હું ન છોડત તો મને ગૂંગળામણ થયા કરત, એવું લાગે છે ખરું."

એવામાં ૧૯૦૫માં બંગભંગ આવ્યો. આપણો દેશ એક છેડાથી બીજા છેડા સુધી સળગી ઊઠ્યો. લાંબા વખત સુધી મૂર્છામાં પડેલ રાષ્ટ્રે જાણે આળસ મરડ્યું અને સ્વદેશી અને બહિષ્કારની હિલચાલ ઉપાડીને તેણે ઐક્ય અને સ્વાધીનતાનો પાયો નાખ્યો. બંગાળ અને મહારાષ્ટ્રમાં ઉગ્ર રૂપે ઊપડેલી આ હિલચાલે દેશના બીજા પ્રાન્તો ઉપર પણ અસર કરી. દેશભરના જુવાનોમાં નવું જ જોશ આવ્યું. ત્યાર પછી બીજે જ વર્ષે લાલા લાજપતરાય અને સરદાર અજિતસિંહને દેશપાર કરવામાં આવ્યા. ૧૯૦૮માં લોકમાન્ય ટિળકને માંડલેના કારાવાસમાં પૂરી દેવામાં આવ્યા. આ બધા અવનવા બનાવોથી દેશના જુવાનોનાં મગજ ફરી જવા લાગ્યાં. '**आर्यों पर अनार्योंका राज्य नहीं होना चाहिये**' એ વાક્ય યુવાન રવિશંકરના મગજમાં આ પહેલાંથી જ ઘૂમ્યા કરતું હતું. તેનામાં હિંદી સંસ્કૃતિ

વિષે પ્રેમ અને આગ્રહ જાગ્યા હતા. આ બનાવોથી એની સ્વદેશી ભાવના વધારે તીવ્ર બની. ખુદીરામ બોઝ કે એવા બીજા શહીદોના આત્મબલિદાનની વાતો સાંભળી સાંભળી એને પણ દેશ માટે માથું આપવાનું મન થઈ જતું.

જ્યારે જુવાન રવિશંકરમાં આ નવી ઉત્તેજના ઘર કરી રહી હતી ત્યારે ? એટલે ઈ.સ. ૧૯૧૧ની સાલમાં, પંડ્યાજીનો એમને ભેટો થઈ ગયો. એ વાત મહારાજના પોતાના શબ્દોમાં જ સાંભળીએ :

"પંડ્યાજી જુવાનિયાઓને ખોળતા હતા અને હું એમની આંખમાં ઠરી ગયો. એમનો રેશમી ફેંટો, મજબૂત શરીર, વાત કરવાની છટા, હૃદયના ઉન્નત ભાવો અને દેશને સ્વતંત્ર કરવાની ધગશ, એ બધું મને ભવ્ય લાગ્યું. એ વખતે એ વડોદરામાં ખેતીવાડી ખાતાના ફાર્મના સુપરિન્ટેન્ડેન્ટ હતા. વચ્ચે વડોદરે ઊતર્યા ત્યાં કવિએ મને એમનું ઓળખાણ કરાવ્યું. પંડ્યાજી સરસવણીથી સાત માઈલ પર આવેલા કઠલાલ ગામના વતની. એટલે કવિ એમને પહેલેથી ઓળખતા હતા. પહેલી જ મુલાકાતે મેં જોયું કે મારે ને એમને પ્રેમ બંધાયા જેવું થઈ ગયું. પછી તો મહિને મહિને એ સરસવણી આવી જાય અને મારી સાથે પ્રેમપૂર્વક અનેક જાતની નવીજૂની વાતો કરી જાય. એ વખતે બાલ્કન વિગ્રહ ચાલતો હતો. પંડ્યાજી એનો ઇતિહાસ સમજાવે. દેશપરદેશના વીર નેતાઓની વાતો કહે, આપણા ગુલામ દેશને મુક્ત કરવા માટે સ્વાર્થત્યાગી જુવાનોની કેટલી

જરૂર છે તે ઉત્કટતાથી કહે. આમ અમારો સંબંધ વધતો ગયો.

"ફરી એક વખત મારે વડોદરા જવાનું થયું. આ વખતે હું અમારા સરસવણીના રણછોડકાકાને ત્યાં ઊતર્યો હતો. પાટણ અભ્યાસગૃહવાળા શ્રી. ઠાકોરલાલ પંડ્યાના એ પિતા થાય. રણછોડકાકાએ મને ભાવપૂર્વક બોલાવ્યો, બેસાડ્યો અને ખાતરબરદાસ્ત કરી. પણ સાંજે હું શહેરમાં ફરીને પાછો આવ્યો અને એમણે જાણ્યું કે હું શ્રી. મોહનલાલ કામેશ્વર પંડ્યાને મળવા ગયો હતો. પછી તો જોઈ લો એમનો મિજાજ! એ બહુ ખીજવાઈ ગયા. મને કહે, 'જો એવાતેવાને ત્યાં જવું હોય તો તારે મારે ઘેર આવવું નહિ.' એકાએક આ ધડાકો સાંભળીને મને આશ્ચર્ય થયું અને દુઃખ પણ થયું. મેં મન સાથે નક્કી કરી લીધું કે મારે હવે રણછોડકાકાને ત્યાં ફરી પગ મૂકવો નહિ.

"વાત એ હતી કે કાકા પંડ્યાજીને ભયંકર ક્રાન્તિકારી માનતા હતા. મારા જેવો જુવાનિયો એવાની સોબત કરે એ એમના રાજનિષ્ઠ સ્વભાવને ન ગમે. વળી એવા માણસ સાથે સંબંધ રાખનારો પોતાને ત્યાં આવે તો એના છાંટા એમને પણ ઊડે એ ભય પણ ખરો. થોડા વખત પહેલાં જ ભાઈ ઠાકોરલાલને નામદાર ગાયકવાડ સરકારે પી. એચ. ડી.નો અભ્યાસ કરવા અમેરિકા મોકલ્યા હતા. અમલદારોને ખોટો વહેમ પડે અને આ બધું વણસી જાય તો? પણ ડોસા હતા ભલાભોળા. હું જવાનો થયો ત્યારે

ફરી સમજાવવા લાગ્યા અને પાદરેથી પાછાં વળતાં મારે એમને ત્યાં જ ઊતરવું એવો આગ્રહ કર્યો. એ વૃદ્ધના પ્રેમભર્યા આગ્રહને હું પાછો ન ઠેલી શક્યો. મારો એમને ત્યાં પગ ન મૂકવાનો નિશ્ચય ઊડી ગયો. પાછા ફરતી વખતે હું એમને ત્યાં જ ઊતર્યો. ડોસા મને એક ઓરડામાં લઈ ગયા. ભાઈ ઠાકોરલાલની પુસ્તકોની પેટી ઉઘડાવી અને બધાં પુસ્તકો ફેંદાવ્યાં. એમાંથી જે જે પુસ્તકો જપ્ત થયેલાં હતાં એ જુદાં કઢાવ્યાં અને મને ક્રાન્તિકારી સાહિત્ય તથા ક્રાન્તિકારી માણસોથી દૂર રહેવાની ચેતવણી આપી. પણ આ બનાવ પછી તો ક્રાન્તિકારી સાહિત્ય અને ક્રાન્તિકારી માણસો પ્રત્યેનું મારું આકર્ષણ વધતું ગયું. પંડ્યાજી મારા મનમાં હતા એથી પણ વધારે મોટા દેખાવા લાગ્યા.

"ત્યાર પછીને વખતે હું પંડ્યાજીને મળ્યો ત્યારે એમણે ગાંધીજીનું એક નાનકડું જીવનચરિત્ર લખ્યું હતું એ મને આપ્યું. હું એ રસપૂર્વક વાંચી ગયો. ગાંધીજી એ વખતે દક્ષિણ આફ્રિકામાં હતા. મને એ દેવતાઈ પુરુષ જેવા લાગ્યા. પાછળથી પંડ્યાજી નવસારીમાં ખેડૂતોએ જીન કાઢ્યું હતું, તેમાં રહેતા હતા. એમને ત્યાં બહુ મિત્રો આવતા. ખૂબ ચર્ચાઓ થતી. હું પણ એમની તે વખતની વાતોથી જાણકાર થયો. એ પણ મારે ત્યાં આવી ચડતા. દિવસે દિવસે એમના સહવાસથી મારો રાષ્ટ્રપ્રેમ અને સ્વદેશીની ભાવના વધતાં ચાલ્યાં. એમની ગાંધીજી વિષેની વાતોથી ગાંધીજી પ્રત્યે પણ મારું આકર્ષણ વધતું ચાલ્યું. પંડ્યાજીના સંસર્ગે મારા જીવનને એક નવો જ ઝોક આપ્યો."

૭

## ગાંધીજીનાં દર્શન

દક્ષિણ આફ્રિકામાં પોતાનો સત્યાગ્રહનો પ્રયોગ સફળ કરીને તે દ્વારા હિંદુસ્તાનની મુક્તિ લાવવાને ગાંધીજી હિંદુસ્તાનમાં આવી ગયા હતા. પોતાના કામની શરૂઆત તેમણે અમદાવાદમાં એક આશ્રમ સ્થાપીને કરી હતી. આશ્રમ એ વસ્તુ જ તે જમાનાના હિંદુસ્તાનને નવી હતી. ત્યાં ગાંધીજી પોતાના સાથીઓ સાથે રહીને દેશની મુક્તિની સાધના કરતા હતા. દળવું, ખાંડવું, કાંતવું, વણવું, સફાઈકામ કરવું અને રસોઈ પકવવી, સવારસાંજ પ્રાર્થના કરવી અને સ્વાવલંબી જીવન ગુજારવું એ આશ્રમમાંની સાધના હતી. દેશના લોકો દક્ષિણ આફ્રિકાની લડતના આ મહારથીની આ વિચિત્ર દેખાતી સાધના જોવા આવતા, ગાંધીજી સાથે વાદવિવાદ અને ચર્ચા કરતા અને આવી સાધનાથી બળવાન બ્રિટિશ સામ્રાજ્યને કેવી રીતે હંફાવી શકાશે એની નવાઈ પામતા.

પંડ્યાજીના સંસર્ગમાં આવ્યા પછી રવિશંકરને પણ ગાંધીજીનું દર્શન કરવાનું મન થયું. સંવત ૧૯૭૨ના કારતક

સુદ પુનેમને દિવસે તેઓ છિપિયલના બે ઠાકોર ભાઈઓની સાથે અમદાવાદ જઈ પહોંચ્યા. અમદાવાદમાં નદીને પાર કોચરબ ગામ પાસે આવેલા એક બંગલામાં ગાંધીજીનો આશ્રમ હતો. તેઓ જ્યારે કોચરબ આશ્રમમાં પહોંચ્યા ત્યારે એક ઓરડામાં નાની પથારી અને તકિયો પડયાં હતાં. ત્યાં કોઈક બેઠું હતું. એમને જ ગાંધીજી માનીને પગે પડીને ત્રણે જણ ત્યાં બેઠા. કશી વાતચીત થઈ નહિ. બહાર બેત્રણ છોકરાઓ પાટીકામ કરતા હતા. એવામાં ત્રણજણ વાતો કરતા કરતા ત્યાં આવ્યા. તેમની વાતચીત ઉપરથી જ સમજાયું કે ગાંધીજી તો આ આવ્યા તે. શરમ તથા ક્ષોભને લીધે તેમણે ગાંધીજીને નમસ્કાર સુધ્ધાં ન કર્યા. પંડિત લાલન પઢિયારને લઈને ગાંધીજી સાથે વાદવિવાદ કરવા આવ્યા હતા. ત્રણ કલાક સુધી આ ત્રણે જણ ખાધાપીધા વિના ત્યાં બેસી રહ્યા, જોયા કર્યું, સાંભળ્યા કર્યું. મહારાજ કહે છે કે, 'હું જેમ જેમ વાતો સાંભળતો ગયો તેમ તેમ મારા હૃદયમાં આનંદના ઊભરા આવતા ગયા. ગાંધીજીની વાણીમાંથી અમૃત ઝરતું હતું. સામેથી ગમેતેવા જોરદાર હુમલા આવે છતાં એ તો જરાય અકળાયા વિના પૂર્ણ શાંતિથી અને પ્રસન્ન ચિત્તે પોતાની વાત સમજાવતા હતા. મોઢામાંથી એક પણ શબ્દ વગરવિચાર્યો નીકળે નહિ. અને આમ છતાં વાણીનો પ્રવાહ અસ્ખલિત રીતે વહ્યા કરતો હતો. બધી વાતો પૂરી થઈ ત્યારે પંડિત લાલન, પઢિયાર અને ગાંધીજી હસતા હસતા ઊઠયા.' અને આ ત્રણે આગંતુકો પણ ત્યાંથી ઊઠયા.

સાંજના પ્રેમાભાઈ હૉલમાં ગાંધીજીનું ભાષણ હતું. એ જાણીને રવિશંકર અને તેમના બે સાથીઓ આનંદિત થયા અને ગાંધીજીની સાથોસાથ તેઓ પણ સભાસ્થાને જવા નીકળ્યા. તે જ વખતે રવિશંકરે ગાંધીજીને પૂછ્યું કે, 'આપ આ આશ્રમમાં કોઈ છોકરાને દાખલ કરો છો?' એમણે કહ્યું, 'હા, પણ અમારું જીવન જોઈ સમજીને આવે અને કાયમના થઈને આવે તો. એણે ખાવાનું પણ અહીંનું અને કામ કરવાનું પણ અહીંનું. છોકરાને ન જ ફાવે તો પાછો જાય. પણ માબાપે છોકરો આપી દેવો છે એમ સમજીને જ મોકલવો' રવિશંકરે બીજો સવાલ પૂછ્યો, 'સ્વરાજ્ય એટલે શું?' ગાંધીજીને સભામાં જવાની ઉતાવળ હતી એટલે 'કોઈ ભણેલા હોય એને પૂછી જોજો' એવો ટૂંકો જવાબ આપ્યો.

ગાંધીજી અને એમનું મંડળ સભામાં જવા ચાલી નીકળ્યું અને રવિશંકર અને તેમના બે સાથીઓ પણ પાછળ પાછળ ચાલવા લાગ્યા. તેઓ સભામાં પહોંચ્યા ત્યારે સભાખંડ ભરાઈ ગયો હતો. ખુરશીઓ ઓછી પડતી હતી એટલે પાછળથી આવેલા ભાઈઓ ઊભા હતા. ભીડને લીધે સભામાં અવાજ, સિસોટીઓ અને ગડબડાટનો પાર નહોતો. શહેરના લોકોની આ સભા અને તેમાંનું ધાંધલ જોઈને ગામડામાંથી આવનાર રવિશંકરને તો અચંબો જ થયો. ગાંધીજીએ અંગરખું અને ધોતિયું પહેર્યાં હતાં. માથે કાઠિયાવાડી ફેંટો હતો અને ખભે કામળ હતી. આખી સભામાં એ બીજાઓથી જુદા તરી આવતા હતા. મહારાજ

કહે છે : “ શ્રી. નાનાલાલ કવિ, શ્રી. કેશવ હર્ષદ ધ્રુવ, પંડિત લાલન, શ્રી. રમણભાઈ વગેરે વિદ્વાન કવિઓ અને લેખકો ત્યાં આવ્યા હતા. વક્તાઓ ઊભા થઈ થઈને ભાષણો આપતા હતા. પણ ઘોંઘાટમાં કશું સંભળાય જ નહિ. અડધોએક કલાક આ પ્રમાણે ચાલ્યું. સભાના વ્યવસ્થાપકો અકળાઈ ગયા હતા. લોકો પણ સંભળાતું નહિ હોવાથી કંટાળ્યા હતા. એટલામાં પ્રેક્ષકોમાં ખુરશીઓ ઊછળવા લાગી. બેઠા હતા તે લોકો પણ ઊભા થઈ ગયા અને હો હો થઈ ગઈ. મારે માટે આ બધું નવું જ હતું. કોઈએ પોલીસને બોલાવવાની સૂચના કરી. ત્યાં તો મંચ ઉપરના એક ટેબલ ઉપર અમે ગાંધીજીને ઊભા થયેલા જોયા. બધાની નજર એમના તરફ ગઈ. ગાંધીજીના મોંમાંથી શબ્દો નીકળવા લાગ્યા: ‘ આજે આપણે એક પવિત્ર પુરુષની જયંતી ઊજવવા એકઠા થયા છીએ. મને એ પ્રસંગે બે શબ્દો કહેવા બોલાવ્યો છે. પણ આ ઘોંઘાટ અને ધાંધલમાં મારાથી ભાષણ નહિ થાય. એક પણ માણસ અવાજ કરતો હશે ત્યાં સુધી હું શરૂ નહિ કરું અને એક પણ માણસ મને સાંભળવા માગતો હશે ત્યાં સુધી હું સભા નહિ છોડું. તમે જાણો છો કે હું હઠીલો છું. માટે શાંત થઈને બેસી જાઓ.’ આ શબ્દોની જાદુઈ અસર થઈ. ગાંધીજીએ ટેબલ ઉપરઊભાં ઊભાં બધાને નીચે બેસી જવાનું સૂચવવા હાથ ઉપર નીચે હલાવ્યા કર્યો અને તેની સાથોસાથ ધાંધલ પણ શમી જવા લાગ્યું. દસેક મિનિટમાં બધા શાંત થઈ ગયા. જેમને જગા મળી તે બેસી ગયા અને બીજા શાંતિથી ઊભા થઈ રહ્યા. મને થયું કે આ કેવું જાદુ! પૂર્ણ શાંતિ

સ્થપાયા પછી ગાંધીજીએ શ્રીમદ રાજચંદ્રના જીવન ઉપર એક સુંદર વ્યાખ્યાન આપ્યું.

"આ આખા પ્રસંગની મારા ઉપર પણ જાદુઈ અસર થઈ. રાત્રે અમે ત્રણે જણ શહેરની એક ધર્મશાળામાં સૂઈ ગયા. સવારે ઊઠીને અમે અમારા ગામ તરફ ચાલવા માંડ્યું. પણ આખો વખત અમે ગાંધીજીની અને એમના ઉપરના પ્રસંગની જ વાતો કરતા હતા. ગાંધીજી તથા દેશ વિશે હું જે કંઈ જાણતો હતો તે મેં મારા સાથીઓને કહ્યું. ગાંધીજીનું આ જાદુ મારા ઉપર ભારે અસર કરી ગયું. ત્યાર પછી એક પછી એક એવા બનાવો બનતા ગયા કે હું એ જાદુમાં વધારે ને વધારે સપડાતો ગયો. અને જેમ જેમ સપડાતો ગયો તેમ તેમ હૃદયમાં આનંદના ઊભરાનો અનુભવ કરતો ગયો!"

ઈ. સ. ૧૯૧૭માં ગોધરામાં પહેલી રાજકીય પરિષદ ભરાવાની હતી. ગાંધીજીને જોવાની એકે તક રવિશંકર શાના જવા દે? કેટલાક મિત્રો સાથે સરસવણીથી ડાકોર સુધી પંદર ગાઉ ચાલીને જવાનો વિચાર કર્યો. લોકોએ બહારવટિયાઓના રંજાડની બીક બતાવી. આથી બીજા મિત્રો ચાલવામાંથી ખસી ગયા અને ફક્ત એક જ સાથી સાથે એ નીકળી પડ્યા. રાત્રે મહુધા નજીક નદીને કાંઠે બેસીને એમણે ઢેબરાં ખાધાં અને પાસેની છાપરીમાંથી પરાળ લાવીને પથારી કરી. બેત્રણ કલાક સૂઈને એ ઊઠ્યા અને ચાલવા માંડ્યું. તેઓ ડાકોર સ્ટેશને વખતસર પહોંચી ગયા. ત્યાંથી તેઓ ગાડીમાં

ગોધરા જવાના હતા. સ્ટેશન લોકોથી ચિકાર ભરાઈ ગયું હતું. ગાડી આવી. લોકોએ ગાંધીજીની જય બોલાવી અને તેમને હારતોરા કર્યાં. તેમણે દસેક મિનિટ સુધી સ્ટેશન ઉપર ભાષણ કર્યું. ગાડી ઊપડી એટલે રવિશંકર અને તેમના સાથી પણ એ જ ગાડીમાં બેસી ગયા.

તેઓ ગોધરામાં એક ઓળખીતા મિસ્ત્રીને ત્યાં ઊતર્યા. ત્યાં સામાન મૂકીને શહેર જોવા નીકળ્યા. પરિષદનો ભવ્ય રીતે શણગારેલો વિશાળ મંડપ જોઈને તેઓ ખુશખુશ થઈ ગયા. ત્યાં તેમણે ગોધરાના આગેવાન કાર્યકર્તા શ્રી. વામન મુકાદમને જોયા. રવિશંકર તો વિષયવિચારિણી સભામાં પણ ઘૂસી ગયા. ત્યાં તેમને કેમ પેસવા દીધા તેની તેમને સમજણ ન પડી. જાહેર સભામાં એક રૂપિયાની ટિકિટ લઈને તે દાખલ થયા હતા. ત્યાં તેમણે દેશના મોટા મોટા નેતાઓનાં દર્શન કર્યાં. "ત્યાં અમે સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ પટેલને જોયા. પારસી કે મુસલમાન જેવી ટોપી પહેરીને એ આવ્યા હતા. સ્વ. ટિળક મહારાજ આવ્યા હતા. બહુ મોટા ફાળિયાવાળા દાદાસાહેબ ખાપર્ડે આવ્યા હતા. અને શ્રી. ઝીણા પણ આવ્યા હતા. એ પરિષદમાં ગાંધીજીએ ઝીણા પાસે ગુજરાતીમાં ભાષણ કરાવ્યું હતું એની બહુ ભારે અસર થઈ હતી. સભા ચાલતી હતી ત્યાં વીરમગામની નાકાબંધી રદ થઈ એ ખબર આપતો તાર આવ્યો. એ જાહેરસભામાં વાંચી સંભળાવવામાં આવ્યો. લોકો હર્ષનાદ કરી ઊઠ્યા. પરિષદમાં ગાંધીજીએ અસ્પૃશ્યતા-નિવારણ અંગે ખૂબ કહ્યું. આ નવી વાતોથી સભામાં સારી પેઠે ચકચાર થઈ. સભા પૂરી થયા પછી ગાંધીજી તો

સીધા અંત્યજવાસમાં ગયા. આથી રૂઢિચુસ્ત લોકો ગાંધીજીની નિંદા કરવા લાગ્યા. પણ ગાંધીજીએ તો ગોધરામાં અંત્યજોની સેવા માટે એક આશ્રમ કાઢવાનું નક્કી કર્યું. ત્યારથી ગોધરાને મામાસાહેબ ફડકે મળ્યા.

"ગોધરામાં ગુજરાતના બધા કાર્યકર્તાઓ ભેગા થયા હતા. પરિષદની કારોબારી સમિતિમાં ગાંધીજીએ જણાવ્યું કે, 'જ્યાં સુધી આપણે ત્યાં ચોવીસ કલાક દેશનું કામ કરનારા કાર્યકર્તાઓ નહિ વધે ત્યાં સુધી આપણું કામ પણ આગળ નહિ વધે.' એમની એ સૂચના ઉપરથી એવા કાર્યકર્તાઓ નોંધવાનું શરૂ થયું. સરદાર વલ્લભભાઈ પટેલે એ વખતે પહેલું નામ નોંધાવ્યું.

"આ પરિષદમાં ગાંધીજીની શક્તિનો મને પરિચય થયો. ગાંધીજીને ભાષણિયા માણસો જોઈતા નથી પણ કામ કરનારા માણસો જોઈએ છે એ મેં જોઈ લીધું. સરદાર વલ્લભભાઈ અને એવા બીજા આખો વખત દેશનું કામ કરવાવાળા કાર્યકર્તાઓને જોઈને હું બહુ આનંદ પામ્યો. પંડ્યાજી તો પરિષદમાં હોય જ. એમના રંગીલા પોશાકમાં એ જ્યાં ને ત્યાં નજરે પડતા હતા!"

રવિશંકર સ્વદેશની અને સ્વદેશીની વાતો સાંભળતા જતા હતા તેમ તેમ તેમને મનમાં થતું હતું કે મારે પણ દેશને માટે કંઈક કરવું જોઈએ. એવામાં સમાચાર આવ્યા કે નડિયાદમાં એક સ્વદેશી ભંડાર નીકળ્યો છે એટલે એમના

આનંદનો પાર ન રહ્યો. તેમણે મન સાથે નક્કી કર્યું કે હવે સ્વદેશી જ કપડાં પહેરવાં. મહારાજ કહે છે :

'અમારા ઘરમાં સામાન્ય રિવાજ એવો હતો કે કપડાં, જોડા કે એવું જે કંઈ વર્ષ પૂરતું ખરીદવાનું હોય એ બેસતા વર્ષની શરૂઆતમાં જ ખરીદાય. મેં સ્વદેશી ભંડારની વાત સાંભળી એ ઈ. સ. ૧૯૧૫ની સાલ હતી. બેસતા વર્ષને દિવસે વહેલી સવારે દસ રૂપિયા લઈને હું સરસવણીથી નડિયાદ ચાલી નીકળ્યો. ત્યાં જઈ ભંડારમાંથી મેં બે ધોતિયાં ખરીદ્યાં, કોટકૂડતાનું કાપડ ખરીદ્યું અને એ સ્વદેશી કાપડ હાથમાં પકડી પકડીને ખુશ થતો થતો હું મારે ગામ પાછો આવ્યો. મેં તે મારા મિત્રોને બતાવ્યું. અને હવે પછી એ સ્વદેશી ભંડારમાંથી જ કાપડ ખરીદવાની ભલામણ કરી. પછી તો આવી વાતો કરવી એ મારું રોજનું કામ થઈ પડ્યું. જે મળે તેને સ્વદેશીનું મહત્ત્વ સમજાવું. સ્વદેશી ભંડાર ચલાવનારાઓ સાથે મારો સંબંધ ઘર જેવો થઈ ગયો.

'તે વખતે શ્રી. ફૂલચંદભાઈ અને શ્રી. કંથારિયા ખેડા જિલ્લાના મુખ્ય આગેવાનો. તેઓ રાત ને દિવસ ઘૂમી ઘૂમીને કે લેખો લખીને લોકોને જગાડવાનું કામ કરતા હતા. એક વખત તેઓ સરસવણી આવ્યા, મને મળ્યા અને જણાવ્યું કે આપણે નડિયાદના સ્વદેશી ભંડારને હવે જરા મોટું સ્વરૂપ આપવું છે. સ્વદેશીની માગ પણ વધતી જાય છે. જો આપણે લોકો પાસે શેરો ભરાવીએ તો નાણાંની છૂટ રહે, કાપડનો જથ્થો પૂરતા પ્રમાણમાં રાખી શકીએ

અને કીમતી નમૂનાઓ પણ સંઘરી શકીએ. આ રીતે સ્વદેશીનો પ્રચાર છૂટથી થશે. મને આ વાત ખૂબ ગમી ગઈ. મેં બધાને જમાડયા અને જણાવ્યું કે તમને થોડા શેરો ભરાવી આપીશ. સરસવણી, હળધરવાસ અને ધોડાસરમાંથી મેં એમને સ્વદેશીભંડાર માટે બે હજારના શેર ભરાવી આપ્યા.

'પછી ઈ. સ. ૧૯૧૮ની સાલમાં એ ભંડારની ઉદ્‌ઘાટન ક્રિયા નવેસરથી પૂ. ગાંધીજીને હાથે કરાવવામાં આવી. મને યાદ છે કે એ વખતે ગાંધીજીએ આ સ્વદેશી ભંડાર કાઢવા માટે ધન્યવાદ આપ્યા હતા અને સાથે સાથે ચેતવણી પણ આપી હતી કે આ ભંડાર મારફત આપણે દેશની સેવા કરવાની છે, કુસેવા નહિ. આજકાલ દેશનો ઢગલામોઢે નીકળી પડી છે. આપણે લોકોને એ રંગના ચટકે નથી ચડાવવા પણ એમનામાં દેશ વિશેની સાચી લાગણી જન્મે અને સ્વદેશના હુન્નરઉદ્યોગો મારફત આપણી ગરીબ જનતાને મદદ કરવાની લાગણી પેદા થાય એવું કરવું છે.

'મારા ઉપર એમના આ શબ્દોની અસર બહુ ભારે થઈ. મને ગાંધીજી પાસેથી એક નવું સત્ય મળ્યું.'



## ૮

## પુત્રની કેળવણી

ચાલુ કેળવણી ખામી ભરેલી છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે એ પ્રેરણા મહારાજને સ્વામી દયાનંદના વિચારોમાંથી મળી હતી. ચાલુ કેળવણી પામેલા અને નહિ પામેલા વચ્ચે એક દુર્ભેદ્ય દીવાલ ઊભી થાય છે એ તે જોઈ ચૂક્યા હતા. ચાલુ કેળવણી પામેલો માણસ જે કુટુંબમાં, સમાજમાં કે રાષ્ટ્રમાં જન્મ્યો છે તેનો રહેતો નથી કારણ કે એને પોતાની પરંપરા, સંસ્કૃતિ કે સાહિત્યની કશી તાલીમ મળેલી હોતી નથી. ચાલુ કેળવણીની સંસ્થાઓનું વાતાવરણ પણ વિદ્યાર્થીના વ્યક્તિગત, સામાજિક કે રાષ્ટ્રીય જીવનથી તદ્દન અસ્પૃષ્ટ હોય છે અને તેથી તેમાં તાલીમ પામેલો માણસ જ્યારે પોતાના સંસારમાં પ્રવેશ કરે છે ત્યારે સાવ અબુધની જેમ મૂંઝાઈ જાય છે. આ બધાં અનિષ્ટોમાંથી પોતાના મોટા પુત્ર દેવદત્તને બચાવવો એટલું જ નહિ પણ તેને જીવનને પોષક કેળવણી આપવી એવો સંકલ્પ મહારાજે એ પુત્રના જન્મ પહેલાંથી જ કર્યો હતો. અને તેથી એ છસાત વર્ષનો થયો ત્યાં સુધી એને પોતાના ગામની નિશાળમાં પણ દાખલ નહોતો કર્યો. એમના પિતાજીએ એમને પોતાની પાસે રાખીને

ઉત્તમ ટેવોની કેળવણી આપી હતી તેવી કેળવણી પોતાનાં બાળકોને પણ મળે એવી કાળજી તો તેમણે રાખી જ હતી. પરંતુ ગામનાં બધાં નાનાં છોકરાં નિશાળે જતાં હોય ત્યારે છસાત વર્ષનો થયો છતાં દેવદત્ત ઘરમાં, ગામમાં, ખેતરમાં કે નદીએ રખડ્યા કરે એ તેના મામાથી જોવાયું નહિ. અને તેથી તે એક વાર સરસવણી આવ્યા હતા ત્યારે, છોકરો નિશાળે જાય નહિ એટલે દિવસ આખો એ તોફાનો તો કરે જ અને આમ તો એ બગડી જશે ને રખડી પડશે એમ માનીને, તે એને ગામની નિશાળે બેસાડી આવ્યા. મહારાજ બહારગામ ગયા હતા ત્યાંથી ઘેર આવ્યા ત્યારે બધી હકીકત જાણી. તેઓ તત્કાળ પોતાના ભાઈ અંબાલાલને ત્યાં વાંઠવાળી ગયા અને ત્યાં દેવદત્તને મૂકી આવ્યા. અંબાલાલ વાંઠવાળીમાં શિક્ષક હતા.

છોકરો પૈસા પેદા ન કરે તો કંઈ નહિ પણ એનું ચારિત્ર ઘડાય અને એ પોતાનું જીવન સમાજોપયોગી પ્રવૃત્તિમાં વ્યતીત કરે એવી મહારાજની આંતરિક ઇચ્છા હતી. આ માટે દેવદત્તને કેવું શિક્ષણ આપવું અને તેની શી વ્યવસ્થા કરવી એના વિચારમાં જ એઓ હતા. એવામાં એક દિવસ એ પોતાનાં પત્નીને અને ભાઈને કહીને દેવદત્તને લઈને ગુરુકુળ કાંગડી જવા ઊપડી ગયા. કાંગડીમાં વૈદિક શાસ્ત્રોનું, સંસ્કૃતનું અને બીજી આર્યવિદ્યાઓનું શિક્ષણ અપાતું. આ ઉપરાંત ખેતી, સુથારી અને વૈદકની પણ તાલીમ અપાતી. ત્યાં દાખલ થનાર બાળક ભણી રહેતાં સુધી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેતો અને ગરીબાઈનું વ્રત લઈને ખડતલ અને સાદું જીવન

ગુજારતો. એ કાંગડી પહોંચ્યા ત્યારે ગુજરાતના વિદ્યાર્થીઓ-માંથી ચારની પસંદગી કરવામાં આવી અને તેમાં દેવદત્તનો પણ સમાવેશ થયો. દેવદત્તને ઉપવીત આપવામાં આવ્યું અને એનું નામ બ્રહ્મચારી મેધાવ્રત રાખવામાં આવ્યું. એ પ્રસંગે સ્વામી શ્રદ્ધાનન્દજીએ શક્તિ ઉપર એક બહુ સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાન સાંભળીને મહારાજ શ્રદ્ધાનન્દજી ઉપર વારી ગયા! આચાર્ય રામદેવે પણ એ પ્રસંગે બ્રહ્મચારી અને તેના દંડ ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. આ ગુરુકુલયાત્રાથી તેમને ખૂબ આનંદ થયો હતો.

બીજે દિવસે પુત્ર મેધાવ્રતને મળ્યા વિના જ એ ત્યાંથી ચાલી નીકળ્યા. એને છોડતી વખતે એમના દિલમાં એક પ્રકારનું દુઃખ થતું હતું. પણ એમણે એને દિલમાં જ દબાવ્યું. પુત્રને પોતાથી દૂર મૂક્યો હતો પણ એ એના શ્રેયને અર્થે જ હતું એમ મનાવી મનને શાંત કર્યું. અગિયાર મહિના થયા ને ગુરુકુળમાંથી તાર આવ્યો કે ઇન્ફલુએન્ઝા શરૂ થયો છે. એટલે જે પાલકો પોતાના બાળકોને ઘેર લઈ જવા ઇચ્છતા હોય તે લઈ જઈ શકે છે. એવો જ બીજો પણ તાર આવ્યો એટલે એ ફરીથી દિલ્હી થઈને ઇન્દ્રપ્રસ્થ પહોંચ્યા. મેધાવ્રતનું આરોગ્ય તો સારું હતું એટલે એમણે ત્યાં રોકાઈ રહીને બીમાર બ્રહ્મચારીઓની સેવા કરવા દેવાની માગણી કરી. પણ ગૃહસ્થાશ્રમીને બ્રહ્મચારીઓ સાથે સંસ્થામાં રહેવા દેતા નહોતા એટલે એમને લાચારીથી મેધાવ્રતને સાથે લઈને ઘેર આવી રહેવું પડ્યું. સવા મહિના પછી એને પાછો મોકલી દીધો હતો.

ઈ. સ. ૧૯૩૦માં મેધાવ્રત પહેલીવાર ગુરુકુળમાંથી ઘેર આવ્યો. એ આવ્યો ત્યારે પહેલેથી ખબર સુધ્ધાં મોકલાવેલી નહિ. અમદાવાદ થઈને એકાએક એ સરસવણી આવી પહોંચ્યો. એની બાએ પણ એને ન ઓળખ્યો. એ વખતે એને ગુજરાતી બોલતાં પણ આવડતું નહોતું. મહારાજ એને મહાત્માજી પાસે લઈ ગયા. એને ગુજરાતી બોલતાં નહોતું આવડતું એ જોઈને તેમણે કહ્યું કે, 'તારે માતૃભાષા તો શીખી લેવી જોઈએ. અહીં મારી પાસે એક વર્ષ રહે તો હું તને ગુજરાતી શીખવી દઉં.' એણે કહ્યું કે, 'એક વર્ષ બાદ મને પાછો ગુરુકુળમાં દાખલ ન કરે.' મહાત્માજીએ કહ્યું કે, 'ત્યાં દાખલ હું કરાવી આપીશ.' પણ એનું મન માન્યું નહિ. એવામાં મીઠાના સત્યાગ્રહની લડત ઊપડી એટલે એ દિલ્હી તરફ એના સાથીઓ વચ્ચે ચાલ્યો ગયો. '૩૦–'૩૨ના સંગ્રામમાં શ્રી. દેવશર્માજીની દોરવણી નીચે એણે ઉત્તર હિંદુસ્તાનમાં કામ કર્યું. ત્યાંની સહરાનપુર જેલમાં એ છ માસની સજા પણ ભોગવી આવ્યો. આયુર્વેદનો અભ્યાસ પૂરો કરી સ્નાતક બનીને ઈ. સ. ૧૯૩૬ની સાલમાં એણે ગુરુકુળ છોડ્યું અને એ આ બાજુ આવ્યો. ત્યારથી બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં એ રહે છે અને ત્યાંનું દવાખાનું સંભાળે છે. ઈ. સ. ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે અને ૧૯૪૨ના સંગ્રામમાં સાબરમતી અને યરોડા જેલનો આઠ આઠ માહનાનો કારાવાસ એણે ભોગવેલો. પંડિત મેધાવ્રતના કામથી શ્રી. ગંગાબહેન વૈદને અને બોચાસણના સાથી કાર્યકરોને સંતોષ છે. એમનું ચારિત્ર્ય શુદ્ધ છે. બ્રહ્મચર્ય સહજ છે. એમના

સૌમ્ય છતાં દૃઢ નિશ્ચયી સ્વભાવની પ્રતીતિ ત્યાં સહુને પૂરેપૂરી થઈ ગઈ છે.

મહારાજ કહે છે કે 'મને ગુરુકુળમાં હવે પહેલાંના જેટલું આકર્ષણ નથી રહ્યું. પણ દેવદત્તને ત્યાં મૂકવાનો મારો ઉદ્દેશ પાર પડ્યો છે, એ મારે કહેવું જોઈ એ.'

*

મોટા પુત્રને ગુરુકુળમાં મૂકી આવ્યા પછી રવિશંકર મહારાજે ઈ. સ. ૧૯૧૮માં સરસવણીમાં ઘીની દુકાન કરી. તે વખતે આજુ-બાજુ બહારવટિયાઓની બીક એટલી બધી ફેલાઈ હતી કે લોકો ગામની બહાર નીકળતાં પણ ડરતા. રવિશંકર તો ઘી ખરીદવા ગામેગામ નીડરપણે ફરે. એમનો એક રજપૂત સોબતી હતો. તે તરવાર લઈને ઘણી વાર એમની સાથે ફરતો અને કહેતો કે 'અમારાં ઘરડિયાઓએ તો રંજોપાં કરતાં કરતાં માથાં આપ્યાં છે. તમારે બેધડક ફરવું. તમને કોઈ આંચ પહોંચાડે તે પહેલાં તો હું મારું કે મરું. પણ હથિયાર ન છોડું.' પણ કોઈ પણ વખત આ રજપૂતવીરને મહારાજના રક્ષણ અર્થે હથિયાર વાપરવાનો વારો જ આવ્યો નહિ. મહારાજ કહે છે, 'મારી પાસે પાંચસો–હજાર રૂપિયા હોય છતાં હું જરાય બીક ન રાખું. ઈશ્વરકૃપાથી આજ સુધી મારું કોઈએ નામ સરખું લીધું નથી.' આ વેપારમાં એમને પેદાશ સારી થતી.

એક વાર એઓ ચોખા લેવા નડિયાદ જતા હતા. ઈ. સ. ૧૯૧૮ના વર્ષમાં અનાજની તંગી હતી એ અરસામાં ત્યાં

પંડયાજી મળી ગયા. એમણે કઠલાલમાં સસ્તા અનાજની દુકાન કાઢી હતી. એમણે રવિશંકરને ટાણો માર્યો કે 'તમારા ગામના લોકો ભૂખમરાને લીધે અમારે ત્યાં આવીને સસ્તું અનાજ લઈ જાય છે, અને તમે હજુ શો વેપલો માંડયો છે?'
મહારાજ કહે છે, 'પંડયાજીના આ શબ્દો મારા દિલમાં સોંસરા ઊતરી ગયા. મારી દુકાનમાં વૈજનાથ નામે એક વિશ્વાસુ મિત્ર ભાગીદાર હતા. તેમની સાથે મેં વાત કરી અને અમે સસ્તા અનાજની દુકાન કાઢવાનું વિચાર્યું.

'સરસવણીમાં આવીને અમે સસ્તા અનાજની દુકાન ચાલુ કરી. અમને આ માટે રૂપિયાની જરૂર ન પડી. કેમ કે હું કઠલાલથી અનાજ લાવતો અને વકરો ત્યાં જમા કરાવી આવતો. ઘરના રોટલા ખાઈને જાતે કામ કરતા એટલે દુકાનનું બીજું ખર્ચ પણ શાનું આવે? પંડયાજીને આથી બહુ આનંદ થયો!

'એ વર્ષે સસ્તા અનાજની દુકાનમાંથી અમે વીસ હજાર રૂપિયાનો માલ વેચ્યો. આસપાસના ગામલોકો સાથે સંબંધ બંધાયો એ નફો થયો. પંડયાજી સાથે એ આખું વર્ષ મારે હળવામળવાનું ચાલુ રહ્યું. મારો ખાનગી ધંધો બંધ પડયો. પંડયાજી વેગનબંધ અનાજ મંગાવતા એટલે સોંઘું વેચવા છતાં ખોટ નહોતી જતી.

'લોકોમાં આ પ્રકારનું કામ કરવાનો આ પહેલો પાઠ પંડયાજીએ અમને આપ્યો હતો. અમે એ પાઠ લેતા જતા હતા તેમ તેમ તેમાંના રસનો સ્વાદ ચાખતા જતા હતા.

'ચોમાસામાં દુકાન બંધ થયા પછી એક વખત પંડ્યાજી સરસવણી આવ્યા. આ વખતે એ રોલેટ કાયદાની વાત લેતા આવ્યા. એમણે કહ્યું કે, 'થોડા વખતમાં એક લડત થવાની છે, તું એમાં જોડાવાની સહી કરીશ ને?' મેં તરત જ કાગળિયા પર સહી કરી આપી. મારી સહી મોખરે જ હતી. પણ એ વખતે મને એમાં બહુ ઊંડી સમજ ન હતી. ભાઈએ આ સહીમાં રહેલું જોખમ બતાવ્યું હતું પણ હું એથી ગભરાયો નહિ.'

આમ ધીરે ધીરે એ જાહેર જીવનમાં ખેંચાતા જતા હતા.



૯

## 'સ્વરાજવાળો'

ઈ. સ. ૧૯૧૯માં મહારાજના એક મિત્ર બીમાર હતા. તેમને મળવા માટે એ મુંબઈ ગયા હતા. મિત્ર માહીમ રહેતા હતા. એટલે એ ત્યાં જ ઊતર્યા હતા. મહારાજ જ્યાં જાય ત્યાં એમના મોઢામાંથી વાતો તો ચાલતી જ રહે. પંડ્યાજી પાસેથી સાંભળી હોય એવી ઘણી વાતો એ કહ્યા કરે. એમના મિત્રની તબિયત સારી થતી જતી હતી. એમણે પોતાના ઓળખીતાઓમાં મહારાજનો પરિચય કરાવ્યો. એટલે છઠ્ઠી એપ્રિલે માહીમમાં સભા ભરાવાની હતી ત્યાં ભાષણ કરવા માટે એમને આગ્રહ કરવામાં આવ્યો. મહારાજે જોયું કે ત્યાંના ઘણા લોકો રોલેટ કાયદો શું છે એ પણ જાણતા નહોતા! આથી એ ભાષણ કરવા ગયા અને પોતાની ગામડી શૈલીમાં એ જે કંઈ જાણતા હતા તે સમજાવ્યું. લોકો ઉપર એ વાતોની સારી અસર પડી.

મહાત્માજી તે વખતે મુંબઈમાં હતા. છઠ્ઠી તારીખે એમની આગેવાની નીચે એક ભવ્ય સરઘસ નીકળ્યું હતું. હજારો લોકોએ દરિયે જઈ સમૂહસ્નાન કર્યું હતું. દેશભરમાં રોલેટ કાયદાના વિરોધમાં લોકોએ ચોવીસ

કલાકનો ઉપવાસ કર્યો હતો. બપોરે માધવબાગમાં એક ગંજાવર સભામાં મહાત્માજીએ ભાષણ કર્યું. એમના ભાષણથી સરકારના અન્યાયો સામે લોકોનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠયો. પણ એમના ભાષણમાં જેમ મારણશક્તિ હતી તેમ વારણશક્તિ પણ હતી. એથી તો એટલો મોટો સમુદાય સરકાર વિરુદ્ધ સળગી ઊઠયો હતો છતાં બાહ્ય શાંતિ હતી. મહાત્માજી મૂકે એ કાર્યક્રમ પાર પાડવાની તત્પરતા દેખાતી હતી. આ માનવસમુદાય અને પ્રજાજાગૃતિ જોઈને મહારાજમાં નવો ઉત્સાહ આવ્યો અને મહાત્માજી માટેના એમના દિલમાંના આદર અને પૂજ્યભાવમાં વધારો થયો.

આ વખતથી મહારાજે રાષ્ટ્રીય હિલચાલમાં પ્રવેશ કર્યો. માધવબાગના ભાષણથી એનો આરંભ થયો. ત્યાર પહેલાં એ ખેડા સત્યાગ્રહ, વીરમગામની જકાતબારી સામેનો સત્યાગ્રહ, ચંપારણનો સત્યાગ્રહ, ઇત્યાદિ વિષે જ્યાં જાય ત્યાં વાતો તો કરતા જ હતા. પણ એક મોટી સભામાં ભાષણ આપવાનો આ એમનો પહેલો જ પ્રસંગ હતો. પણ એ જ વખતે એમને એક અગત્યનું રાષ્ટ્રકાર્ય પણ કરવાનું આવ્યું. એની હકીકત એમના પોતાના શબ્દોમાં જ સાંભળીએ :

" માધવબાગની સભામાં પંડયાજી પણ આવ્યા હતા. મારો અને એમનો ત્યાં ભેટો થઈ ગયો. એમણે મને એમની સાથે લીધો. મને એ બધું નવું નવું બતાવે. ત્યાંના આગેવાનોની ઓળખાણ પાડે. મારું આ મુંબઈનું

પ્રથમ વારનું દર્શન હતું. જિંદગીમાં વીજળીપંખો મેં પહેલો અહીં જોયો. હું પંડ્યાજીની સાથે સાથે ફરતો હતો એટલે ગાંધીજીને મળવાનું થયું. ગાંધીજી એ વખતે રેવાશંકર જગજીવનદાસને ત્યાં શ્રી. દેશપાંડેજી સાથે 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' શરૂ કરવાની વાતો કરતા હતા. દીનબંધુ એન્ડ્રૂઝ પણ ત્યાં આવ્યા હતા. પંડ્યાજીએ એમને મારી ઓળખાણ કરાવી. એ વખતે ગાંધીજીએ પંડ્યાજીને જપ્ત થયેલા 'હિંદ સ્વરાજ્ય'ની નકલો વેચવાનો કાર્યક્રમ સૂચવ્યો. જિલ્લે જિલ્લે 'હિંદ સ્વરાજ્ય'ની નકલો મોકલાવતા હતા. ખેડા જિલ્લામાં પણ મોકલવાની હતી. એ કામ માટે ગાંધીજી પાસે પંડ્યાજીએ મને ધર્યો.

"ગાંધીજીએ મને પૂછ્યું કે 'તમે લઈ જશોને ? એ લઈ જવામાં પકડાવાનું જોખમ છે એ સમજો છોને ?"

"હું કંઈ બરાબર સમજતો નહોતો પણ ગાંધીજીએ સોંપેલું કામ શાનો જતું કરું ? 'હિંદ સ્વરાજ્ય' પુસ્તકને સરકારે જપ્ત કર્યું હતું. રૉલેટ ઍક્ટના વિરોધ તરીકે કાયદાભંગ કરવાનો હતો. તેમાં આ જપ્ત થયેલા પુસ્તકને વેચવાનો કાર્યક્રમ કરવાનો હતો. તરત જ ત્યાંથી ઊપડવાનું હતું. મારી પાસે તો પાછા જવા માટે ગાડીભાડાના પૈસા પણ ન હતા. પંડ્યાજી મને શ્રી. શંકરલાલ બૅંકરને ઘેર લઈ ગયા. ત્યાંનો ભભકો જોઈને હું ચકિત થયો. મોટું આલિશાન મકાન અને ટેબલ ખુરશીઓ તો હતાં જ, પણ ત્યાંનું સફેદ ટાઈલ્સવાળું ફલશનું જાજરૂ જોઈને મને બહુ

આશ્ચર્ય થયું. ત્યાંથી મેં પુસ્તકોનો એક મોટો થોકડો બાંધ્યો. આ વખતે હું મારા અસલી પોશાકમાં જ હતો. માથે ગોળ બ્રાહ્મણિયા પાઘડી, ધોતિયું, પહેરણ ને તેની ઉપર કોટ; ખભે ખેસ અને હાથમાં લાકડી તથા પગમાં દેશી જોડા. આ મારો તે વખતનો વેશ. જિંદગીમાં હું પહેલી જ વાર મોટરમાં પણ આ વખતે બેઠો. ગ્રાંટરોડ સ્ટેશન જવા માટે અમે શ્રી શંકરલાલ બેંકરની મોટરમાં બેઠા. હું તો બેઠો તેવો જ મોટરની બેઠકમાં ઊંડો ઊતરી ગયો! મોટર ચાલે અને આખું શરીર લચકે. જરાય હેલો હડદોલો તો લાગે જ નહિ. મારા દિલમાં આનંદ માતો નહોતો. થોડી વારમાં ગ્રાન્ટરોડ સ્ટેશન આવી પહોંચ્યું. મોટર ઊભી રહી. બેચાર મજૂરો મોટરપાસે દોડી આવ્યા. અમે મોટરમાંથી સામાન બહાર કાઢ્યો. મજૂર ઊંચકવા લાગે અને હું એને અડકવાની મનાઈ કરું. પંડ્યાજીને મેં કહ્યું કે આ તો આપણે ઊંચકી જઈશું પણ પંડ્યાજીએ બધો સામાન મજૂર મારફત મોકલાવી દીધો. હાથ હલાવતા હલાવતા અમે સ્ટેશનમાં ગયા. ગાડીએ પહોંચ્યા ત્યાર પહેલાં તો સામાન ડબામાં ગોઠવાઈ ગયો હતો. પંડ્યાજીએ મને એક ડબામાં બેસાડતો. મારા હાથમાં ટિકિટ આપી અને ધીરે રહીને મારા કાનમાં કહ્યું: ' ચોપડીઓ નડિયાદ ફૂલચંદભાઈને આપવાની છે. જોજો ગફલત ન થાય ! ' મેં કહ્યું, ' બહુ સારું.' મને એ વખતે એમ થતું હતું કે જાણે હું એક બહુ મોટું કામ કરવા નીકળ્યો છું. અને મારે બહુ સાવચેતી રાખવાની છે. સીટી વાગી અને ગાડી ઊપડી.

પંડ્યાજી હસતા હસતા મારાથી છૂટા પડ્યા. હું તો મારા વિચારમાં જ બેસી રહ્યો. પછી આજુબાજુના ઉતારુઓને જોયા. મારું પોટલું બરાબર ગોઠવ્યું અને એમાંથી એક ચોપડી મેં વાંચવા માટે કાઢી. પણ મને એમાં કંઈ ક્રાન્તિકારી દેખાયું નહિ. વડોદરા સ્ટેશને મારે ડબો બદલવાનો હતો. ડબો બદલતી વખતે મારો ચોપડીઓનો ગાંસડો તૂટ્યો. નવા ડબામાં ચડતાં ચડતાં ચોપડીઓ વેરાઈ ગઈ. મનમાં ખૂબ ચિંતા થઈ કે મારે બહુ સાવચેતી રાખવાની હતી તેને બદલે આ ફજેતી થવા બેઠી! પણ લોકોને ક્યાં કશાની પડી હતી? બેત્રણ ઉતારુઓએ મને મારો ગાંસડો ચડાવવામાં મદદ કરી. મેં ઉતાવળા ઉતાવળા વેરાયેલી ચોપડીઓ ડબામાં હડસેલી દીધી. ઉપર ચડીને ચોપડીઓનું પોટલું મારા બેસમાં વ્યવસ્થિત બાંધ્યું. નડિયાદ સ્ટેશન આવ્યું. હું ઊતર્યો. પણ મેં ફૂલચંદભાઈનું ઘર જોયું નહોતું. એટલે ઘોડાગાડી ભાડે કરી અને પેલો બેત્રણ મણ ભાર લઈને ફૂલચંદભાઈને ઘેર પહોંચ્યો. ફૂલચંદભાઈએ કહ્યું કે 'ચાલો, જમી લો.' પણ મેં કહ્યું કે 'મારે તો બ્રાહ્મણનું ખપે.' આથી એમણે મને પડોશના એક બ્રાહ્મણને ત્યાં જમાડ્યો.

ફૂલચંદભાઈએ સ્વયંસેવકો મારફત ચોપડીઓ ગામડે ગામડે મોકલાવી આપી. મને કહ્યું કે 'તમે મહેમદાવાદની તો લઈ જશો પણ આ માતરનું કોઈ આવ્યું નથી. તમે પહોંચાડી શકશો?' મેં કહ્યું: 'લાવોને! હું બધે પહોંચાડીશ.' લીંબાસી, ત્રાજ વગેરે ગામોએ ચોપડીઓ

પહોંચતી કરીને હું ખેડા આવ્યો. પાછળથી મારા જાણવામાં આવ્યું કે ચોપડી વેચનારે પોતાનું નામઠામ ચોપડી ઉપર લખવાનું છે. એટલે મને શૂર ચડયું. હું દરેક ચોપડી ઉપર મોટા અક્ષરે મારું નામ તથા સરનામું લખી લખીને તે વેચવા લાગ્યો. ચોપડીઓ વેચતો વેચતો હું ભાષણ પણ કરવા લાગ્યો. જપ્ત થયેલી ચોપડીઓ હું મુન્સફને ત્યાં આપી આવ્યો. ફોજદારને ત્યાં પણ આપી આવ્યો. પણ મને કોઈએ કશું કર્યું નહિ. આથી મારી હિંમત ખૂબ વધી ગઈ!

"બન્યું હતું એવું કે આવા વ્યાપક કાયદાભંગને કેવી રીતે દબાવવો એ સરકારને સૂઝયું નહિ હોય એટલે આફ્રિકામાં છાપેલું 'હિંદ સ્વરાજ્ય' જપ્ત છે, હિંદુસ્તાનમાં છપાયેલી નકલ નહિ, એમ કહીને કાયદાની બારી કાઢીને સરકારે પોતાના મન સાથે માંડવાળ કરી. પણ આ પ્રસંગ પછી ગામડાંના લોકો મને 'સ્વરાજવાળો' કહીને ઓળખવા લાગ્યા."

૧૦

## રામાવતાર થઈ ગયો છે

એક દિવસે મહારાજ સરસવણીથી છિપિયલ પોતાની જમીનના કામ અંગે જતા હતા. એવામાં એમના સાંભળવામાં આવ્યું કે અમદાવાદ તોફાન થયું છે. એટલે એ તો છિપિયલને બદલે સીધા અમદાવાદ જવા ઊપડ્યા. મહેમદાવાદ પહોંચ્યા ત્યાં જાણ્યું કે ગાંધીજીની પંજાબ જતાં દિલ્હી પાસે પનવેલ સ્ટેશને ધરપકડ થઈ છે. મહેમદાવાદથી ટિકિટો આપવાનું બંધ કરવામાં આવ્યું હતું એટલે એ વગર ટિકિટે ગાડીમાં બેસી જઈને નડિયાદ પહોંચ્યા. નડિયાદની જાહેર સભામાં ઇમામ સાહેબનું ભાષણ સાંભળ્યું. રાત્રે અનાથાશ્રમમાં સૂઈ રહ્યા. બીજે દિવસે પરોઢિયે ખબર આવી કે નડિયાદ પાસે રેલના પાટા ઊખડી ગયા છે! એ જોવા માટે એ પાટે પાટે ચાલીને ગયા. કુંભનાથ મહાદેવ પાસે પહોંચ્યા એટલે જોયું કે મુંબઈ તરફથી આવેલી બે ગાડીઓ ઊભી છે. શ્રી. ફૂલચંદભાઈ અને એમના સ્વયંસેવકો ઉતારુઓને ગાડી બદલવામાં મદદ કરતા હતા. નજીકની ઓરડીમાં રહેતા એક સ્વામી શંકરાનંદને શક ઉપરથી પકડ્યા હતા. પણ પાછળથી એમને છોડી મુકવામાં આવ્યા હતા. થોડી

વાર થઈ ત્યાં બીજો મેલ આવ્યો. તેમાંથી પંડયાજી ઊતર્યા. ઉત્તર વિભાગના કમિશનર પ્રાટ સાહેબ પણ એ ગાડીમાં હતા. એમના હાથમાં છાપું હતું. એનું મથાળું વાંચીને પંડયાજીએ છાપું ઝૂંટવી લીધું અને મોટેથી વાંચવા લાગ્યા કે મહાત્માજીને મુંબઈ લાવીને છોડી મૂકવામાં આવ્યા છે. પંડયાજીનું આ વર્તન શાંતિ સ્થાપવાના હેતુથી પ્રેરાયેલું હતું એટલે પ્રાટ સાહેબ કાંઈ બોલ્યા નહિ. ત્યાં ઊભેલી સ્પેશિયલમાં મિલિટરી હતી. મજૂરો મળતા નહોતા એટલે સોલ્જરો જાતે બધો માલ એક ગાડીમાંથી બીજી ગાડીમાં મૂકતા હતા. અમદાવાદ પહોંચનારી ગાડી આ પાટા ઊખડવાને કારણે દસબાર કલાક મોડી પહોંચી એ સારું જ થયું. નહિ તો મિલિટરી ત્યાં લોકોનો ઘાણ કાઢી નાખત.

વાત એમ બની હતી કે પંજાબ ઉશ્કેરાયેલું હતું. અને તેને શાંત પાડવા માટે પંજાબના આગેવાનોના આમંત્રણથી ગાંધીજી પંજાબ જવા નીકળ્યા હતા. રસ્તે જતાં ગાડીમાં જ એમની ધરપકડ કરવામાં આવી. આ સમાચાર મુંબઈ પહોંચ્યા અને ત્યાંના મજૂરોએ તોફાન કર્યાં. એ વાત અમદાવાદ પહોંચી એટલે અમદાવાદ સળગ્યું. ઘણી પોલીસ-ચોકીઓમાં આગ મૂકવામાં આવી. તાર ઑફિસ સળગાવી દીધી, ગોરા સાર્જન્ટનું ખૂન થયું અને મૅટ્રિકની પરીક્ષાનો મંડપ બાળી મૂકવામાં આવ્યો. અમદાવાદનું આ હુલ્લડ દાબી દેવા સરકારે મુંબઈથી સ્પેશિયલ મિલિટરી મંગાવી. આ મિલિટરીવાળી સ્પેશિયલ ટ્રેન અમદાવાદ ન પહોંચે એ હેતુથી લોકોએ નડિયાદ નજીક પાટા ઉખેડી

નાખ્યા હતા. મુંબઈના તોફાનને પહોંચી વળવા માટે સરકારે પનવેલથી ગાંધીજીને મુંબઈ લાવીને છોડી મૂક્યા. પછી એ સીધા તોફાનવાળી જગાએ પહોંચ્યા. એમને જોઈને લોકો શાંત થયા.

પણ આ અમદાવાદના તોફાનની ખબર ગાંધીજીને મુંબઈ આપવા કોણ જાય? મહારાજ તૈયાર થઈ ગયા. ટિકિટ ન મળી એટલે એ વગર ટિકિટે ગાડીમાં બેસી ગયા. પણ ગાંધીજી તો મુંબઈથી અમદાવાદ આવવા નીકળી ચૂક્યા હતા. એટલે મહારાજ પણ બીજી જ ગાડીમાં પાછા ફર્યા. નડિયાદથી શ્રી. ગોકળદાસ બાપુ, ફૂલચંદભાઈ વગેરે પણ એમની સાથે જોડાયા. મહારાજ કહે છે, 'એ જમાનો એવો હતો કે જાહેરકામ અંગે લોકો ખેડા અમદાવાદ આવે જાય ત્યારે પૈસા ગાંઠનાજ વાપરતા. સમાજના કામે ગયા એટલે જાહેરનાણાં વાપરવાં જોઈએ એવો વાયરો તે વખતે ફૂંકાયો નહોતો.' બધા અમદાવાદ કાળુપુર સ્ટેશને ઊતર્યા. તે વખતે અમદાવાદમાં હથિયારબંધી ચાલતી હતી એટલે મહારાજના હાથમાંની લાકડી એક સોલ્જરે ખૂંચવી લીધી.

અમદાવાદમાં એ બધા આશ્રમમાં પહોંચ્યા. ગાંધીજીએ આશ્રમમાં આવીને ઉપવાસ શરૂ કર્યા હતા. મહારાજ કહે છે: "અમે ગયા ત્યારે એ ખાટલા ઉપર બેઠા હતા. એમની સાથે તોફાન સંબંધે અમારે પરચૂરણ વાતો થતી હતી. એમાં વચમાં જ મેં પ્રશ્ન કર્યો: 'મહાત્માજી, આ કર્યું એમાં ખોટું શું કર્યું તે આપ ઉપવાસ ઉપર ઊતર્યાં

છો ! આપને પકડે પછી ઉશ્કેરાઈને લોકો આવું ન કરે ત્યારે શું કરે ? રામચંદ્રજી વનમાં ગયા ત્યારે આખું અયોધ્યા ઊલટયું નહોતું ?' એમણે મારા સામે ઠપકો આપતા હોય એવી નજર કરી અને કહ્યું : 'તમે રામાયણ આવું જ વાંચ્યું છે કે ? અયોધ્યાના લોકો રામચંદ્રજીની પાછળ ગયા એ વાત ખરી પણ એમાં કૈકેયીને મારી, એવું ક્યાંયે આવ્યું ? મને પકડીને જેલમાં લઈ જતા હતા તો તમારે જેલમાં આવવું જોઈતું હતું. આમ મારવા બાળવાનું હતું ?' અમારી બધી વાતો સાંભળ્યા પછી ગાંધીજીએ અમને ખાવા જવા કહ્યું. પણ આવો દૈવી પુરુષ ઉપવાસ કરતો હોય ત્યારે ખાવામાં કોને રસ આવે ?"

ઈ. સ. ૧૯૨૦માં નાગપુરમાં કોંગ્રેસ ભરાવાની હતી. નડિયાદથી સ્પેશિયલ ગાડીમાં પંડયાજી વગેરે સાથે પચાસ જણ કોંગ્રેસમાં જવા ઊપડયા. તેમાં મહારાજ પણ હતા. ગાંધીજીએ ખિલાફત ઉપાડી ત્યારથી બધાં સ્ટેશનોએ ચાનો બહિષ્કાર થયો હતો. પચાસની આ ટુકડીમાં કેટલાક ચાના બંધાણીઓ હતા. એઓ સ્ટેશને સ્ટેશને ચાની ભાળ કાઢે પણ ચા ન મળે એટલે એમનાં મોં વીલાં પડે. એ જોઈ પંડયાજી બધાને ચા છોડવાની ભલામણ કરે. નાગપુરમાં ચારપાંચ દિવસ રહેવાનું થયું. બહુ મજા પડી. ખૂબ જોવા જાણવાનું મળ્યું.

નાગપુર કૉંગ્રેસમાં પહેલી જ વાર કૉંગ્રેસ નગર બાંધી ત્યાં બધા પ્રતિનિધિઓના ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી હતી અને રહેવા માટે સાદડીઓની ઝૂંપડીઓ બાંધવામાં

આવી હતી. નગરનું નામ તિલકનગર પાડવામાં આવ્યું હતું. ગાંધીજી પણ સઘળા પ્રતિનિધિઓની સાથે એક ઝૂંપડીમાં રહ્યા હતા.

મહારાજ કહે છે : " અમે ગયા ત્યારે ગાંધીજી ઝૂંપડીમાં ખાટલા ઉપર બેઠા હતા. બારણે સ્વયંસેવક ઊભા હતા. એ કોઈને રજા સિવાય ઝૂંપડીમાં પેસવા દેતા નહોતા. પંડ્યાજીને તથા મને અંદર જવાની રજા મળી. એ વખતે પૉલ રિશાર, સરદાર વલ્લભભાઈ, મહાદેવભાઈ તથા ગાંધીજી વાતો કરતા હતા. અમે જઈને નજીકમાં બેઠા. એ જ વખતે એક મારવાડી સદ્ગૃહસ્થ તથા કોઈ સ્ત્રી મહાત્માજીને દર્શને આવ્યાં હતાં. સ્વયંસેવક એમને અંદર દાખલ થવા દેતો નહોતો. રકઝક સાંભળીને સરદાર સાહેબે જે હોય એને અંદર આવવા દેવા કહ્યું. એટલામાં એક બીજો સ્વયંસેવક દોડતો આવ્યો અને ખબર લાવ્યો કે બંગાળ છાવણીમાં તોફાન થયું છે. ગાંધીજી ઊભા થયા. એમણે માથે તાજી જ હજામત કરાવી હતી. સૂર્યનાં કિરણો માથે પડવાથી માથું ઝગતું હતું. નજીકમાં પડેલી ચાદર ખભે નાખીને એ ચાલી નીકળ્યા. બહુ મહેનતે પેલી બાઈ મહાત્માજીનાં દર્શન કરવા પામી હતી, અને મહાત્માજી તો જવા લાગ્યા એટલે એણે કહ્યું કે ' આપ ઊભા રહો, મારે વાત કરવી છે ' એટલું કહીને બાઈએ એમની ચાદરનો છેડો પકડ્યો. મહાત્માજી જવાની ઉતાવળમાં હતા. એ આખી ચાદર ત્યાં જ છોડીને ચાલતા થયા. સરદાર મજાકમાં બોલી ઊઠ્યા: ' આવે પ્રસંગે એ તો પોતડી પણ ફેંકીને દોડે ! '

"કડકડતી ઠંડીમાં એ બંગાળ છાવણીમાં પહોંચી ગયા. વાત એવી હતી કે, શ્રી. દાસબાબુ અસહકારની વિરુદ્ધ હતા તેથી ઈ. સ. ૧૯૨૦ના સપ્ટેંબરમાં કલકત્તામાં મળેલી ખાસ મહાસભામાં પસાર થયેલો ઠરાવ રદ્દ કરાવવા તેઓ ૨૫૦ પ્રતિનિધિઓને પોતાને ખરચે નાગપુર લઈ આવ્યા હતા. બંગાળ છાવણીમાંથી જિતેન્દ્રલાલ બેનરજી અસહકારની તરફેણમાં હતા. દાસબાબુના માણસો અને બેનરજીના માણસો વચ્ચે ટપાટપી થઈ. એ સમાચાર મળતાં જ ગાંધીજી ત્યાં દોડી ગયા. ગાંધીજી ટોળામાં જઈને એકાએક એક નાના બાજઠ ઉપર ઊભા થયા. પહેલાં તો તેમણે બંગાળી સિવાયના બીજા બધાને ત્યાંથી જતા રહેવા કહ્યું અને પછી બંગાળીઓને કહ્યું કે, 'તકરારનું મૂળ હું છું. માથું ફોડવું હોય તો પહેલું મારું ફોડો.' પછી થોડી જ મિનિટોમાં એમણે સમાધાન કરાવ્યું. દાસબાબુ સાથે દોઢ કલાક ગુફતેગો કરી અને તેને પરિણામે જે દાસબાબુ વકીલાત છોડવાની વિરુદ્ધ હતા તેમની જ પાસે વકીલાત છોડવા વિષેનો ઠરાવ રજૂ કરાવ્યો. શરૂઆતમાં એ વકીલાત ધીરે ધીરે છોડતા જવી ત્યાં સુધી સંમત થયા હતા, પણ ઠરાવ ઉપર બોલવા ઊભા થયા ત્યારે એમને લાગ્યું હશે કે ધીરે ધીરે વકીલાત છોડવી એનો કંઈ જ અર્થ નથી એટલે ગાંધીજીના મૂળ ઠરાવને જ એમણે બહુ જ જુસ્સાથી રજૂ કર્યો. અસહકારના ઠરાવને દાસબાબુએ ટેકો આપ્યો એટલે આખું વાતાવરણ ફરી ગયું. ગાંધીજીના વ્યાખ્યાને પ્રેક્ષકોમાં નવો જ ઉત્સાહ પ્રેર્યો.

"નાગપુર કોંગ્રેસમાં સ્વામી શ્રદ્ધાનંદ પણ આવ્યા

હતા. એમના વિષે મને બહુ આદર હતો. ગુરુકુળ કાંગડીમાં મેધાવ્રતને મૂકવા ગયો હતો ત્યારથી એ મારા દિલમાં વસી ગયા હતા. એમના 'શક્તિ' વિષેના ભાષણે મને દિંગ કરી નાખ્યો હતો. એમની વિદ્વત્તા, ત્યાગ અને વીરતા જોઈને હું અંજાઈ ગયો હતો. એ પ્રેરણાનો માર્યો અહીં પણ એમનું જાહેર વ્યાખ્યાન હતું તે સાંભળવા માટે હું રાતના એકલો એકલો શહેરમાં ગયો. પણ કોંગ્રેસમાં ગાંધીજીને સાંભળ્યા પછી મને એમનું ભાષણ સહેજ ફીકું લાગ્યું. મને થયું કે હવે રામાવતાર થઈ ગયો છે! સ્વામીજીના આ ભાષણમાં મને જોઈએ તેવો રસ ન પડયો કારણ કે હવે હું ગાંધીજીના વિચારોથી રંગાઈ ગયો હતો!

"એ જમાનામાં આજની માફક લાઉડસ્પીકરો ન હતા. એમ છતાં વીસ હજાર શ્રોતાઓ સમક્ષ ગાંધીજીએ કોંગ્રેસ મંડપમાં ભાષણ કર્યું. એમનો એકેએક શબ્દ મંડપને ખૂણેખૂણે સંભળાયો. એમના ભાષણમાં નહોતા કૃત્રિમ હાવભાવ, નહોતું હાથપગનું કૃત્રિમ હલનચલન કે નહોતા અવાજના આરોહઅવરોહ. અંતરના ઊંડાણમાંથી કોઈ એવો પ્રવાહ વહ્યા કરતો હતો કે એ સાંભળીને લોકો મંત્રમુગ્ધ થઈ ગયા. એમની વાણી લોકોના હૃદયને સ્પર્શી ગઈ. મને તો એમ જ થયું કે કોઈ ફિરસ્તો દૈવી વાણી સંભળાવી રહ્યો છે.

આ જ કોંગ્રેસમાં સ્વ. શેઠ જમનાલાલ બજાજે વકીલાત છોડનાર વકીલોને મદદ કરવા માટે એક ફંડ ઊભું

કર્યું અને પોતે એક લાખ રૂપિયા ભરીને એની શુભ શરૂઆત કરી. કોંગ્રેસનો આ મારો પહેલો અનુભવ હતો. મને અહીં એની વિરાટ શક્તિનો પરિચય થયો. નાગપુર છોડયું ત્યારે ગાંધીજીના વિચારોએ મારા મગજને ભરી દીધું હતું. ભાષણનો જમાનો પૂરો થયો હતો અને કાર્ય કરવાનો જમાનો શરૂ થયો હતો એ હું જોઈ શકયો. ”



૧૧

## પહેરવેશમાં પરિવર્તન

વિચારોના ફેરફાર સાથે મહારાજના પહેરવેશમાં પણ પરિવર્તન થવા લાગ્યું. વિચારવાન માણસના મનમાં સભ્યતાનું અમુક ધોરણ હોય છે. બધા જ માણસોનું ધોરણ એકસરખું હોતું નથી. પણ માણસ જેમ જેમ આત્મશુદ્ધિ કરતો જાય છે તેમ તેમ તેનું આ ધોરણ પણ સાદું અને નિર્મળ બનતું જાય છે. મહારાજના પહેરવેશ વગેરેમાં ધીરે ધીરે પરિવર્તન કેવી રીતે થતું ગયું તેની વાત તેમની પોતાની જ ભાષામાં સાંભળીએ.

"સંવત ૧૯૫૬માં કાકા ગુજરી ગયા અને મારી ઉપર યજમાનવૃત્તિનું કામ આવ્યું ત્યારથી, એટલે પંદર વર્ષની ઉંમરથી મારો પોશાક માથે રાતી પાઘડી, પગમાં દેશી જોડા, ચાર પાટલીવાળું ધોતિયું, લાંબો કોટ, ખભે ખેસ અને હાથમાં લાકડી એ બન્યો. ગામડાંમાં રહી યજમાનવૃત્તિ કરનાર બ્રાહ્મણ માટે આ પોશાક બહુ મોભાદાર ગણતો. મારી પાઘડી હું બહુ ઝીણા પોતની લેતો. કપડાં સાદાં પહેરતો પણ સ્વચ્છ અને સુઘડ રાખતો. સાચવણ

તો સ્વભાવમાં જ ઊતરી ગઈ હતી. ગમે તેવી ગંદી જગામાં ફદાક લઈને બેસી જવું કે કપડું ઉતારીને ગમે ત્યાં ફેંકી દેવું એ તો કાંઈ બને એવું ન હતું. એટલે મારાં કપડાં ટકતાં પણ બહુ.

"પણ આ પોશાકમાંય પરિવર્તન આવ્યું. પરિવર્તન બહુ ધીમે ધીમે અને ક્રમશઃ થતું ગયું. પરદેશીની જગાએ સ્વદેશી કાપડ ખરીદવા લાગ્યો પણ એથી મારા પોશાકના રૂપરંગમાં કંઈ ફરક ન પડ્યો."

"લાકડી તો હાથમાંથી આકસ્મિક રીતે છૂટી ગઈ. બન્યું એવું કે એક વાર હું અમદાવાદના જાહેર રસ્તા ઉપર ચાલ્યો જતો હતો. પાછળથી ઘોડાગાડીવાળાએ બાજુએ ખસી જવાની બૂમ મારી. પણ મારા સાંભળવામાં આવ્યું નહિ. એટલે સહેજસહેજમાં ગાડીની અડફેટમાં આવતાં બચી ગયો. પણ ગાડીવાળો આ બનાવથી મગજ ખોઈ બેઠો. એણે એનો ચાબુક વીંઝ્યો. એની ઝીણી દોરી મારી ગરદન ઉપર ચોંટી ગઈ. મને ગુસ્સો ચડ્યો. પેલાને મારવા માટે હાથમાંની લાકડી બે વાર ઉગામી અને બે વખત મન વાળ્યું. ગાંધીજીનાં લખાણો વાંચતો જતો હતો એમ અદૃશ્ય રીતે મારામાં પરિવર્તન થતું જતું હતું. મને થયું કે આવે પ્રસંગે કોઈ પણ ગાડીવાળો ગુસ્સે થઈ જાય એ સ્વાભાવિક છે. હું બેદરકારીથી ચાલ્યા કરું એ મારો દોષ નહિ? મને ગુસ્સે થવાનો શો અધિકાર છે? પણ મનની આ ખેંચાખેંચી પછી મેં વિચારપૂર્વક લાકડી સાથે ન રાખવાનું નક્કી કર્યું અને તે દિવસથી લાકડી ગઈ તે ગઈ!

" માથા પરની લાલ પાઘડી ખરચાળ છે એ વાત તો ઘણા વખતથી મારા મનમાં ઘોળાયા કરતી હતી. પણ નાગપુર મહાસભામાં અને ત્યાર પછી વડતાલમાં મેં ગાંધીજીનાં જે ભાષણો સાંભળ્યાં તેમણે મને હલમલાવી મૂક્યો. પરદેશી ફેશને આપણને કેવા ગુલામ કરી મૂક્યા છે! ઉનાળાની ગરમીમાં પણ એક ઉપર એક એમ ત્રણ ત્રણ અને ચાર ચાર કપડાં ચડાવવામાં આપણે કેવું મૂર્ખતાભરેલું ગૌરવ લઈએ છીએ! એક પૈસો ખરચવાનો હોય ત્યાં પાંચ ખરચીને આપણે કેવી મોટાઈ મેળવવા મથીએ છીએ! આ બધું મારા હૃદયમાં વસી ગયું. મને થયું કે આપણી ગુલામી અને આપણાં દુઃખો લાવનાર અને તેમને સાચવી રાખનાર આપણે પોતે જ છીએ. આ સભાએ મારી લાલ પાઘડી નીચે ઉતારી દીધી અને હું ધોળી ટોપી પહેરવા લાગ્યો. વર્ષો સુધી પાઘડી પહેર્યા પછી માથે ટોપી પહેરીને સરસવણી-માં જતાં મને ખૂબ સંકોચ થયો હતો. પણ એ સંકોચ અને શરમ તો બે દિવસમાં ચાલ્યાં ગયાં. ખાદીની અછતના જમાનામાં તો પાઘડીમાં કાપડ વધારે વપરાય એ પાલવે પણ નહિ. આ પાઘડી વિષે એક ગમ્મતની વાત પણ છે. હું પાઘડી પહેરતો ત્યારે વારંવાર મારી નસકોરી ફૂટતી. પણ પાઘડી છોડીને માથે ટોપી મૂકી ત્યારથી નસકોરી ફૂટવી બંધ થઈ છે.! આ કેમ બન્યું તેની કાંઈ સમજ પડતી નથી. પણ બન્યું ખરું!

" મારી પાઘડી ઊતરી તે જ વખતે વિદેશી કાપડ આપણે માટે પાપ સમાન છે, એણે આપણું સત્યાનાશ વાળ્યું છે, દેશના કારીગરોને ભૂખે માર્યા છે અને દેશને

કંગાલ કરી મૂક્યા છે, એવા વિચારો મારા મનમાં વધુ દૃઢ થયા. એટલે ઘેર આવીને કુટુંબનાં બધાં જ વિદેશી કપડાંની મેં મારા આંગણામાં જ હોળી કરી ! એ વખતે પરદેશી પાપ તરફ એટલી બધી ઘૃણા જન્મી હતી કે વિલાયતી કાપડને અડવાથી પણ અભડાઈ જવાશે એમ થતું. પણ આવી ભાવના કે આ પ્રકારની સમજણ પત્નીમાં હજુ નહોતી આવી. એટલે કપડાંની હોળીને લીધે ઘરમાં બહુ કચવાટ થયો. આ કચવાટની ખબર નિત્યાનંદ સ્વામી હળદરવાસ હતા ત્યાં પહોંચી હશે એટલે એ પવિત્ર પુરુષ દમલા દમલા પગે ચાલીને સરસવણી આવ્યા. મારાં પત્ની પાણી ભરવા નદીએ ગયાં હતાં ત્યાં નદી કાંઠે જ પ્રતિવ્રતા-ધર્મનો બોધ આપીને એ બારોબાર પાછા ચાલ્યા ગયા ! કુટુંબનો આ કચવાટ થોડા દિવસમાં અદૃશ્ય થઈ ગયો. આજે અમારા કુટુંબમાં લગભગ બધાં શુદ્ધ ખાદી પહેરે છે અને થોડુંઘણું કાંતે છે.

“ મારો તો વર્ષોથી એક નિયમ થઈ ગયો છે કે જાતે કાંતેલા સૂતરની જ ખાદી પહેરવી. હું બહુ ઝીણું નથી કાંતતો. વીસ આંકનું કાંતું છું. પણ એ એકધારા સૂતરમાંથી જ્યારે ખાદી તૈયાર થઈને આવે છે ત્યારે હું પણ એના ઉપર મોહી પડું છું ! બાંધ્યું હોય તો પાણી પણ બંધાય એવી ઘટ્ટ વણાટની સફેદ ચોતારી ખાદીમાંથી હું બે પાસાબંડી કરાવું છું. તે મારે ખાસ્સી દોઢ વર્ષ ચાલે છે !

“ મારે રોજ નિયમિત કાંતવાનો નિયમ નહોતો, કેમ કે વર્ષમાં આઠ મહિના મારે ગામેગામ ફરવાનું થતું.

મુસાફરીમાં બધે રેંટિયો ક્યાંથી મળે ? એટલે ચોમાસામાં શ્રાવણ મહિનામાં હું એક જગાએ સ્થિર રહેતો અને આખા વરસનાં કપડાં પૂરતું કાંતી લેતો. પણ ગાંધી સેવાસંઘમાં જવા માંડ્યા પછી તો મારું કાંતવાનું નિયમિત થયું. પગે ચાલું એટલે રેંટિયો તો સાથે શાનો ફેરવું પણ થેલીમાં તકલી અને પૂણીઓ રાખું. વાતો કરતાં કરતાંય મારું કાંતવાનું ચાલ્યા કરે. હવે તો મારાથી ખૂબ કંતાઈ જાય છે ! ૧૯૪૨–૪૩માં જેલમાં હું રોજ બે હજાર વાર સૂતર કાંતતો. અમારું આખું મંડળ પોતપોતાના યરવડાચક્ર લઈને કાંતવા બેસે અને એક જણ કોઈ ચોપડી વાંચી સંભળાવે. ટેવ પડ્યા પછી મારી ખાતરી થઈ કે કાંતતાં કાંતતાં પણ વંચાયેલું એકાગ્રચિત્તે સાંભળી શકાય છે અને સમજી શકાય છે.

“ ઈ. સ. ૧૯૨૦માં મારાં પગરખાં પણ જતાં રહ્યાં. એક વખત નવાં જ પગરખાં બહાર ઉતારીને અમદાવાદમાં હું એક મિત્રને ત્યાં બેઠો હતો. પગરખાં ઓટલા પાસે કાઢ્યાં હતાં. કામ પત્યું અને હું બહાર આવીને જોઉં છું તો પગરખાં ન મળે ! મિત્રે કહ્યું કે ‘ તમે પગરખાં બહાર ઓટલા પાસે કાઢ્યાં હતાં ? અંદર કાઢવા જોઈતાં હતાં. અહીંના લોકો એમ રેઢો માલ છોડે કે ? એ તો કોઈ ઉપાડી ગયું !’ મેં તે જ વખતે મનમાં નિશ્ચય કર્યો કે એક વળગણ ઓછું ! કદી પગરખાં પહેરવાં જ નહિ એવો મેં કોઈ નિયમ નથી લીધો. પણ આજ સુધી પગરખાં વિના ચાલતું આવ્યું છે અને ચાલે છે ! વિસાપુર

જેલમાં અનેક વખત શિયાળાની કડકડતી ઠંડીમાં કાંકરાવાળી જમીન ઉપર ચાલતી વખતે પગમાં કાંકરા ખૂંચી જતા હતા. પગ પાકી ગયા જેવા થતા હતા. ત્યારે ચંપલ ખરીદવાનું મન થયેલું. પણ સંજોગવશાત્ તે વખતે ચંપલ મળ્યા જ નહિ. ધીરે ધીરે કાંકરાને પગ ટેવાઈ ગયા એટલે ચંપલ ખરીદવાનું રહી જ ગયું!"

"એક દિવસ ઉનાળાના દિવસે અમદાવાદના એલિસબ્રિજ ઉપરના ડામરના રસ્તા ઉપર ચાલવાનું આવ્યું. રસ્તો એટલો બધો તપી ગયો હતો કે પગમાં ફોલ્લા પડી ગયા. આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. પણ આ ઠંડી ગરમીનું એવું છે કે શરૂઆતમાં વસમું લાગે છે પણ પાછળથી માણસ ટેવાઈ જાય છે. આપણી સુંવાળી જીભ ગરમાગરમ ચા પીતાં દાઝતી નથી એ આનો પ્રત્યક્ષ પુરાવો છે."

*

નાનપણથી જ મહારાજનું જીવન વિચારમય છે. કોઈનો જીવ બચાવવાનો હોય ત્યારે તેમણે જેમ કદી આગળપાછળનો વિચાર કર્યો નથી, તેમ જીવનને ઘડવાનું હોય ત્યારે તેમણે અમુક અમુક નિયમ લેવામાં કદી બહુ વિચાર કર્યો નથી. એ જે કંઈ વાંચે છે, જુએ છે કે સાંભળે છે તેમાંથી પોતાના જીવનને ઘડવા માટે શું છે તે શોધે છે અને તે મળે એટલે તરત જ તેને જીવનમાં ઉતારવા માંડે છે. એમના સ્વભાવમાં રહેલી સાહસવૃત્તિ આ જીવનના ઘડતરમાં પણ દેખા દે છે. એમણે પાઘડી કાઢીને ટોપી લીધી, લાકડી છોડી અને જોડા છોડ્યા.

પહેરણ ને કોટની જગાએ બંડીથી જ ચલાવવા માંડ્યું. આ પરિવર્તન તો તેમના બહારના પહેરવેશનું થયું. સાથોસાથ તેમના અંતરમાં પણ પરિવર્તન થતું જતું હતું. દેશને માટે કંઈક તો કરવું જ જોઈએ એ એમની ઝંખના દહાડે દિવસે વધતી જ જતી હતી. સ્વ. લાલાજી પકડાયા એ સાંભળીને એમની લાગણી ખૂબ હાલી ઊઠી. એમને થયું કે મારે કંઈક કરવું જોઈએ. ખૂબ મંથન પછી એમણે નિયમ લીધો કે પરદેશી ખાંડ ન ખાવી. પરદેશી ખાંડ છોડવી એટલે ઘણી બધી મીઠાઈઓ છોડવી. એને માટે પણ એમની તૈયારી હતી. પણ કોઈને ત્યાં મહેમાન તરીકે ગયા હોય, અને યજમાને ભાવપૂર્વક ખાંડનું ભોજન બનાવ્યું હોય ત્યારે શું કરવું એ પ્રશ્ન એમને મૂંઝવતો. ખાંડ કે મિષ્ટાન્નની એમને જરાયે લાલચ નહોતી પણ પોતે મિષ્ટાન્ન નહિ ખાય તો યજમાનને કેવું દુઃખ થશે એ લાગણી હતી. આથી એમનો ન ખાવાનો નિયમ એ એક વર્ષ પછી તૂટી ગયો.

પણ સ્વામી નિત્યાનંદજી એમના ચોકીદાર હતા. એમણે એમને જાગ્રત કર્યા કે લીધેલો નિયમ છોડાય નહિ. મહારાજે નિયમભંગ માટે પશ્ચાત્તાપ કર્યો અને ફરીથી સંકલ્પ કર્યો કે પરદેશી ખાંડ ન ખાવી.

આ સંકલ્પ પણ એક વાર તૂટું તૂટું થયો હતો. એમાંથી એ કેવી રીતે બચ્યા તેની વાત મહારાજ આ પ્રમાણે કરે છેઃ “ઈ. સ. ૧૯૨૧માં પૂ. ગાંધીજી પંજાબથી પાછા આવ્યા બાદ પંચમહાલ જિલ્લામાં એમની સભાઓ

ગોઠવાઈ હતી. હું એ વખતે એમની સાથે ગયો હતો. હાલોલમાં તાલુકા પરિષદ બે દિવસ ચાલી. પહેલે જ દિવસે ભોજન વખતે લાડુ આવ્યા. સામાન્ય રીતે લાડુમાં ખાંડ દેશી છે કે પરદેશી એવી પૂછપરછ હું પહેલેથી કરી લેતો. પણ ગાંધીજી જેવાને આમંત્રણ આપ્યું છે એટલે અહીં તો સ્વદેશી જ ખાંડ હશે ને, એમ માની લઈ બધા સાથે હું પણ જમવા બેઠો. દોઢેક લાડુ ખાધો એટલામાં પીરસનાર મહારાજ આવ્યા. મેં એમને પૂછ્યું કે આ લાડુમાં દેશી ખાંડ નાખી છે ને?' એણે ઠપકો આપતો હોય તેમ કહ્યું 'હોવે દેશી ખાંડ હારી મૂકી છે!' હું મૂંઝાયો કે હવે શું કરવું? વિચારોની ગડભાંગ વચ્ચે હું બાકી રહેલો અડધો લાડુ તો પૂરો કરી ગયો. હજુ પેટમાં ભૂખ હતી પણ વધારે કશું લીધું નહિ. પણ આ ક્ષતિથી મારા મનમાં જબરું મંથન ચાલ્યું. મનમાં એમ થયાં કરે કે મેં ભારે પાપ કર્યું. દોઢ લાડુ ખાધા પછી જાણ્યું ત્યારેય અટકી શું કામ ન ગયો? બીજે દિવસે ગાંધીજી જમવા બેઠા હતા ત્યાં હું બેઠો બેઠો માખો ઉડાડતો હતો. હું એમને જોતો જતો હતો તેમ મારામાં નવી પ્રેરણા અને નવું બળ ઉમેરાતું જતું હતું. એ વખતે જ મેં નિર્ણય કર્યો કે જીવું ત્યાં સુધી દેશી કે પરદેશી કોઈ ખાંડ ખાવી નહિ. એટલું જ નહિ પણ ખાંડ ખાધા વિના મોત આવે એવું લાગે તો મોત વહોરી લેવું પણ ખાંડ ખાવી નહિ. મનમાં દૃઢ સંકલ્પ થયો. આ સંકલ્પની સાથે જ મનની બધી બળતરા શમી ગઈ અને ગાંધીજીની રૂબરૂમાં છતાં મેં ગુપ્ત રીતે કરેલા આ સંકલ્પથી મારામાં નવું જ બળ આવ્યું.

"ગાંધીજીના પરિચયમાં હું જેમ જેમ આવતો જતો હતો તેમ તેમ મારા આંતરજીવનમાં નવા નવા ફેરફારો થતા જતા હતા. તેમના 'નવજીવન'માંના લેખો તો હું ઘૂંટી ઘૂંટીને પી જતો હતો. મારા ઘડતરમાં અનેક વ્યક્તિઓએ ફાળો આપ્યો છે પણ પૂ. ગાંધીજી તો મારે માટે પ્રેરણામૂર્તિ છે.

"સામાન્ય રીતે ખાવાના વખત સિવાય બીજી ત્રીજી વસ્તુ મને મોઢામાં નાખવી નથી ગમતી. પણ એક દિવસ એક સ્નેહીને ત્યાં ગયો હતો. એમણે ખૂબ ભાવપૂર્વક વાડકી ભરીને દૂધ મારી સામે ધર્યું. એમના આગ્રહને વશ થઈને મેં વાડકી મોઢે માંડી. એક ઘુંટડો ભર્યો ત્યાં તો મને ખબર પડી કે દૂધમાં ખાંડ છે. મેં એ ઘૂંટડાને ગળે ન ઊતરવા દીધો. પણ એ જ વખતે મનમાં બીજો નિયમ લીધો કે ભૂલેચૂકે પણ આ રીતે ખાંડ મોઢામાં આવી જાય તો ચોવીસ કલાક માટે અન્નજળ છોડી દેવાં. નિત્યાનંદસ્વામીએ મારા આ નિયમ વિષે જાણ્યું ત્યારે એ ખુશખુશ થઈ ગયા. ત્યારબાદ આજ સુધી આ બાબતમાં મારી એક પણ ક્ષતિ થઈ નથી.

"મધ એકઠું કરવાની ક્રૂર રીતો જોયા જાણ્યા પછી મધ ન વાપરવાનો અને પૂ. ગાંધીજીએ કેસર વિશે એક લેખ લખ્યો હતો એ વાંચ્યા પછી કેસર ન વાપરવાનો, એવા એ સંકલ્પો પણ મનમાં થયા છે. એ સંકલ્પો થયા પછી કદી એ ચીજોનો ઉપયોગ નથી કર્યો. પણ ખાંડની માફક જીવને જોગે પણ એ ન લેવાય એવા કડક સંકલ્પો એ નથી."



## ૧૨

## ખાદીનો રંગ

ઈ. સ. ૧૯૧૯માં એક વાર મહારાજ છોટાલાલ કવિ સાથે સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ જોવા ગયા હતા. ત્યાંની સ્વચ્છતા અને સુઘડતા જોઈને તેમ જ બધા આશ્રમવાસીઓને મધમાખોની માફક કોઈ ને કોઈ કામમાં નિમગ્ન થયેલા જોઈને એમને બહુ આનંદ થયો હતો. એક ઠેકાણે સાળો ચાલતી હતી. કેટલીક સાળો ઉપર ઝીણું કાપડ વણાતું હતું અને એક સાળ ઉપર સાવ જાડું અને ખડબચડું ૨૪ ઈંચ પનાનું કાપડ વણાતું હતું. એનો ભાવ પૂછ્યો તો તે એક રૂપિયો બે આને વાર હતું. પેલા ઝીણા તાકા એના કરતાં સોંઘા હતા. કવિએ ઝીણા તાકામાંથી એક ખરીદો. તપાસ કરતાં જણાયું કે પેલો ખડબચડો તાકો હાથે કાંતેલ સૂતરનો શુદ્ધ હતો, અને ઝીણા તાકામાં મિલનું સૂતર હતું. મહારાજ કહે છે કે, 'મને તો ખડબચડી, મોંઘી પણ શુદ્ધ ખાદી જ પસંદ પડી એટલે મેં એમાંની સાત વાર ખાદી ખરીદી. સ્વદેશી ભંડારમાંથી મેં પહેલવહેલું સ્વદેશી કાપડ ખરીદ્યું હતું ત્યારે મને

જેટલો આનંદ થયો હતો એથી પણ વિશેષ આનંદ મને આ જાડી ખાદી ખરીદવામાં થયો. મેં એમાંથી બે પાસાબંડીઓ સિવડાવી. એ પહેરતી વખતે હું મનમાં મલકાતો. ગાંધીજીના લેખો વાંચીને ખાદી વિષે મારા મનમાં પ્રેમ જાગ્યો હતો. આ રીતે આશ્રમમાંથી અકસ્માત્ મને શુદ્ધ ખાદી મળી ગઈ એથી મારા આનંદનો પાર ન રહ્યો. ”

ગાંધીજીએ ખાદીનું એવું આકર્ષણ ઊભું કર્યું હતું હતું કે ખાદીની માગ વધતી હતી. શુદ્ધ ખાદી ન મળે તો મિલના સૂતરનાં ગજિયાં પણ વપરાવા લાગ્યાં હતાં. ધોતિયાં માટે મોટા પનાની ખાદી ન મળે ત્યારે બે ગજિયાંને સાથે જોડીને પછેડી જેવાં વિચિત્ર જાડાં અને ભારે ધોપાડાં પહેરનારા પણ જોવામાં આવતા.

પંડ્યાજી પણ હવે મળતા ત્યારે મહારાજ સાથે ખાદીની વાતો કરતા. મહારાજે પોતાના ગામમાં માળિયે ચડી ગયેલા રેંટિયા ફરી ચાલુ કરાવ્યા. પંડ્યાજી પૂણીઓ પૂરી પાડતા અને મહારાજ કંતાવતા. એ વખતની પૂણીઓ રૂના લોચા જેવી આવતી અને સૂતર ચારથી છ આંકનું કંતાતું.

પૂ. કસ્તૂરબા એ અરસામાં કઠલાલ ગયેલાં. ત્યાં પંડ્યાજીએ એમને કહ્યું કે ‘ દેહગામ નજીક બહિયલ ગામમાં એક ખાદીકેન્દ્ર શરૂ કરવાનો અમારો વિચાર છે.’ બાને પણ કોઈ ખાદીકેન્દ્રમાં બેસવાની ઇચ્છા હતી, એટલે એમણે કહ્યું કે, ‘ચાલો ત્યારે, હું પણ ત્યાં આવીશ.’ મહારાજ પણ એમાં જોડાયા અને બા, એમની સાથેનાં ચંદન બહેન,

પંડ્યાજી અને મહારાજ એમ ચાર જણ બહિયલ જવા માટે દેહગામ સ્ટેશને ઊતર્યાં. બહિયલ ત્યાંથી ત્રણચાર ગાઉ દૂર હતું એટલે એક ગાડું જોડાવીને બધાં બહિયલ પહોંચ્યાં. ત્યાં એમને ખાસ ઓળખાણ તો હતું નહિ એટલે એમને નવી જ ઓળખાણ ઊભી કરવાની હતી. ત્યાંના એક વણિક સદ્‌ગૃહસ્થને મળીને એમણે બધી વાત કહી અને તેમણે ખાદીકેન્દ્ર માટે એક મકાન આપ્યું. ગામડાના પ્રમાણમાં એ મકાન ઠીક સગવડવાળું હતું. પણ જૂનું અને પડતર હતું એટલે લીંપવાગૂંપવાની જરૂર હતી. મહારાજ કહે છે :

"બા અને અમે બધાં પાણી ભરી લાવતાં. ટોપલા ભરીને માટી ઊંચકી લાવતાં. બે દિવસમાં તો ઘર લીંપીને રહેવા જેવું કરી દીધું. બાને માટે ગામડાના જીવનનો આ નવો જ અનુભવ હતો.

"ત્યાંની મુસલમાન બહેનોએ અઠવાડિયામાં જૂના રેંટિયા ફરી ચાલુ કર્યા અને ગામમાં ઘેર ઘેર રેંટિયા ઘૂમવા લાગ્યા. અમે બધાં સાથે જ રહેતાં હતાં. પણ હું રહ્યો બ્રાહ્મણ, એટલે મને કોઈના હાથનું રાંધેલું ખપે નહિ. હું રોટલી બનાવું પણ એ ચવડ બને. એ બાથી ચવાય નહિ. એક દિવસ એમણે કહ્યું કે, 'ભાઈ, હું રાંધું એ તમારે ન ચાલે ? પણ મારું બ્રાહ્મણ મન શાનું માને ? મારી આ જાતની છોછ તો ઠેઠ ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહ વખતે ભૂંસાઈ. ત્યાંની છાવણીમાં બધા એક પંક્તિએ જમવા બેસતા હતા. મારા મનમાં સહેજ ગડભાંગ ચાલતી હતી. ત્યાં

સરદાર સાહેબે આગ્રહ કર્યો કે 'બેસી જાઓ.' મારી છોછ ખરી પડું ખરી પડું થઈ રહી હતી. સરદારના આગ્રહે એ ખરી પડી. હું ત્યાં જમવા બેઠો. ત્યાર પછી મારો પંક્તિભેદ નીકળી ગયો. એમ છતાં ગામડાંઓમાં ફરતો હોઉં છું ત્યારે જો મને હાથે ખીચડી પકાવી લેવાનું મળે તો હું વધારે પસંદ કરું છું. મારા યજમાનોને ત્યાં તો મારો એ જ ક્રમ છે. બીજું, કોઈને ખાનગી રસોડે જમવા કરતાં હું જાહેર સંસ્થાને રસોડે જમવાનું વધારે પસંદ કરું છું. આ તો આડી વાત થઈ. પણ આમ બહિયલમાં રેંટિયા ફરવા લાગ્યા એની સાથે સાથે હું પણ કાંતતો થઈ ગયો. આમ અમે પંદરેક દિવસ રેંટિયા ચલાવ્યા. એટલામાં ખબર આવ્યા કે ગાંધીજી અત્યાચારોની જાતે તપાસ કરવા માટે પંજાબ જાય છે. એટલે બા એમને મળવા આશ્રમમાં ગયાં. મારાથી ત્યાં વધારે દિવસ રોકાઈ શકાય તેમ ન હતું. હું પણ બા સાથે આશ્રમમાં ગયો. આશ્રમમાં પહોંચ્યાં એટલે બાપુએ બાને પૂછ્યું, 'કેમ, તમારા ગામમાં કેવુંક ચાલે છે?' બાએ કહ્યું, 'હું તો ત્યાં નહિ જાઉં. હું તમારી સાથે જ આવીશ.' બાપુ કહે, 'એ કેમ બને? આપણે બેય જણે જુદાં જુદાં કામ ઉપાડવાં જોઈએ ને?' બા કહે, 'ત્યાં પાણીની મુશ્કેલી છે. ખાળકૂંડી તો છે પણ પાણી જવાની નીક સુધ્ધાં નથી. મને ત્યાં ફાવતું નથી!' બાપુએ મજાક કરી કે, 'એ તો કોઈ કરકસરવાળા બુદ્ધિશાળીનું ઘર હશે!' આટલું કહીને એ હસી પડ્યા.

"બાપુ બાને આગ્રહ કરતા હતા પણ મને લાગતું

હતું કે બાપુ આગ્રહ કરે છે છતાં હું કેમ નથી જતો ! પણ ઘરની ઉપાધિ મને જવા દે એમ નહોતી. મનમાં એમ થતું કે 'આવું ઘર ન હોય તો કેવું સારું ! બાપુજી જેવાનો પડ્યો બોલ તો ઝીલી લેવાય !'

"હું ઘેર ગયો. થોડા વખત પછી સ્વામી નિત્યાનંદજી અમારે ત્યાં આવ્યા. એટલા વખતમાં મારા હાથે કાંતેલા સૂતરમાંથી મેં એક તાકો વણાવ્યો હતો તે મેં એમને ભેટ આપ્યો. તેને ગેરુથી રંગાવીને એમણે તેમાંથી ઝભ્ભો કરાવ્યો. ત્યાર પછી એમણે હમેશાં ખાદી પહેરી અને ખાદીનો પ્રચાર પણ શરૂ કર્યો.

"સત્યાગ્રહી સત્ય મળે છે ત્યાંથી સ્વીકારે છે અને જ્યારે એનું સત્યનું દર્શન વધે છે ત્યારે એના જૂના સત્યનો પણ વિકાસ થાય છે. એ જ નિયમ ગાંધીજીની ખાદીને લાગુ પડ્યો છે. શરૂઆતમાં એમણે કહ્યું કે 'ખાદી પહેરો. ખાદીમાં આઝાદી છે માટે ખાદી પહેરો. સૂતરને તાંતણે સ્વરાજ્ય મળશે !' પણ આ બધું તે વખતે સમજાતું ન હતું. જેમ જેમ વખત જતો ગયો અને કામ ચાલુ કર્યું તેમ તેમ સમજાતું ગયું. અને હજુ નવું નવું સમજાતું જાય છે. મને તો લાગે છે, ગાંધીજી એક દ્રષ્ટા છે. 'હિંદ સ્વરાજ' ૧૯૦૮ની સાલમાં લખ્યું પણ એમાં આપેલા વિચારો વર્ષો જતાં ગયાં એમ વધારે સાચા દેખાતા ગયા. આજે પણ એમાં એમને કશું ફેરવવા જેવું નથી લાગતું. એમણે મૂકેલા કાર્યક્રમને એ વધારે વિકસાવે છે.

અને ઊંડે ઊતરતા જાય છે. ખાદીની બાબતમાં પણ એવું જ થયું.

"શરૂઆતમાં એમણે સ્વદેશી ઉપર ભાર મૂક્યો. એમાંથી મિલમાં કંતાયેલા સૂતરની પણ હાથસાળ પર વણાયેલી ખાદી આવી, અને છેવટે હાથે કાંતેલ સૂતરની તથા હાથસાળ ઉપર વણેલી શુદ્ધ ખાદી આવી. આજે તો એ એમ પણ કહે છે કે શુદ્ધ ખાદી તો એ જ કહેવાય કે જેનો પેદા કરનારને વાજબી રોજી મળતી હોય.

"ખાદી અને રેંટિયાનો ખાલી સ્વીકાર કરવાથી પૂરું થતું નથી. એની પાછળની ભાવના, દૃષ્ટિનો સ્વીકાર કરવો જોઈએ. ગાંધીજી કહે છે કે ખાદી પહેરનારનું જીવન સાદું, સંયમી અને દેશને પોષક હોવું જોઈએ. ખાદી પહેરનારો કે રેંટિયો કાંતનારો કોઈને ચૂસે નહિ કે કોઈથી ચુસાય નહિ. કોઈને અન્યાય કરે નહિ કે કોઈનો અન્યાય સહન કરે નહિ. ટૂંકમાં, ખાદી અને રેંટિયાથી એ આપણા સમાજમાં ક્રાન્તિ કરવા માગે છે. ગાંધીજીની દૃષ્ટિ અને ભાવના ખાદીવાળા સ્વીકારી લે તો સ્વરાજ્ય દૂર શાનું રહે ?

"પછી આળસ નીકળી જાય, અજ્ઞાન નીકળી જાય, ઊંચનીચના ભેદભાવ નીકળી જાય, બેકારી નીકળી જાય. આપણું દરેક ગામડું ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગથી ગુંજી ઊઠે. પછી રેંટિયારૂપી સૂર્યની આજુબાજુ દળવું, ખાંડવું, ભરડવું ઇત્યાદિ હાથઉદ્યોગો સહેજે ગોઠવાઈ જાય. ગામડાંના

કુંભાર, સુતાર, લુહાર, ચમાર વગેરે કારીગરો પણ પગભર થઈ જાય. સમાજમાં જાતમહેનત પ્રત્યે જે સૂગ છે તે નીકળી જાય, અને આપણી ખેતીવાડી તેમ જ પશુપાલન સુધરી જાય.

“ખાદી અને રેંટિયા પાછળ આ વિચારો પડ્યા છે. તેથી જ ખાદી અને રેંટિયો એ સાચા ગ્રામસ્વરાજ્યનાં પ્રતીક છે.’



## ૧૩

## સુણાવની રાષ્ટ્રીય શાળાનાં મંડાણ

ઘેર રહ્યાં રહ્યાં આમ મહારાજ વચમાં વચમાં થોડા દિવસ બહાર જઈને દેશકાર્ય કરી આવતા. બહિયલમાં જેમ ખાદીકેન્દ્ર શરૂ કરાવ્યું, તેમ તેમણે બોરસદ તાલુકાના સુણાવ ગામમાં રાષ્ટ્રીયશાળા પણ શરૂ કરાવી.

ઈ. સ. ૧૯૨૦માં અમદાવાદની ગુજરાત રાજકીય પરિષદે સરકારી શાળાઓના, કોર્ટકચેરીઓના તેમ જ માનચાંદના બહિષ્કારનો ઠરાવ પસાર કર્યો અને કલકત્તાની મહાસભાની ખાસ બેઠકે એ ઠરાવને અપનાવી લીધો એટલે દેશભરમાં એક જબરું આંદોલન શરૂ થયું. હજારો વિદ્યાર્થીઓએ સરકારી શાળાકોલેજોમાં જવાનું બંધ કર્યું. આમ સરકારી શાળા છોડી આવેલા વિદ્યાર્થીઓને શિક્ષણ તો જોઈતું જ હતું. એટલે ગાંધીજીએ અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપી. એને પગલે પગલે બનારસમાં કાશી વિદ્યાપીઠ નીકળી, પૂનામાં તિલક વિદ્યાપીઠ નીકળી અને બંગાળ, બિહાર અને બીજા પ્રાન્તોમાં પણ રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ. ઠેરઠેર રાષ્ટ્રીય વિદ્યાલયો શરૂ થયાં અને આ સંસ્થાઓ દ્વારા દેશમાં નવું જોમ અને ઉત્સાહ પ્રેરાય

એવી કેળવણી આપવા માટે રાષ્ટ્રીય વિચારોથી તરબોળ થયેલા વિદ્વાનો પણ બહાર નીકળી આવ્યા. એકલા ગુજરાતની વાત કરીએ તો તે વખતે ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતાં ત્રણેક મહાવિદ્યાલયો, વીસેક વિનયમંદિરો અને અઢીસો ઉપરાંત કુમારમંદિરો હતાં. લગભગ ત્રીસ હજાર વિદ્યાર્થીઓ એ જમાનામાં ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનો લાભ લેતા હતા.

એક વખત સ્વામી નિત્યાનંદજીને મળવા મહારાજ સુણાવ ગામે ગયા હતા. પંડ્યાજી સાથે એક વાર તે આ વિભાગમાં રાષ્ટ્રીય આંદોલનનો પ્રચાર કરવા ફર્યા હતા ત્યારથી એમને એ ગામ ગમી ગયું હતું. એમના પ્રચારના પરિણામે સુણાવ નજીકના પાળજ ગામમાં ત્યાંના જ એક ભાઈએ રાષ્ટ્રીયશાળા શરૂ કરી હતી. સુણાવના વિદ્યાર્થીઓ પોતાના ગામમાં રાષ્ટ્રીય શાળા શરૂ કરાવવા ઊંચાનીચા થઈ રહ્યા હતા. મહારાજ નિત્યાનંદજીને મળવા ગયા ત્યારે એ વિદ્યાર્થીઓએ તેમને રાષ્ટ્રીય શાળા ખોલવા આગ્રહ કર્યો. એમના આગ્રહથી તેમણે ગામની ધર્મશાળાના એક ખૂણામાં એક વર્ગ શરૂ કર્યો. પણ એ વર્ગમાં આવનાર વિદ્યાર્થીઓના અભ્યાસનું શું, એ પ્રશ્ન ઊભો થવાથી તેમણે એ ધર્મશાળામાં જ અંગ્રેજી પાંચ ધોરણ સુધીનું એક વિનયમંદિર શરૂ કર્યું. શાળા તો શરૂ થઈ, પણ શિક્ષકો ક્યાંથી લાવવા ? એ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી શાળાના પટાવાળાથી માંડીને આચાર્ય સુધીના બધા હોદ્દા મહારાજે જ સ્વીકારી લીધા. પંદર વિદ્યાર્થીઓથી રાષ્ટ્રીયશાળાની શરૂઆત

થઈ. મહારાજ એમને ભેગા કરી શાળા વળાવતા – ચોળાવતા, ધ્રુવ પ્રહ્‌લાદની વાતો કહેતા અને સાંજે નિત્યાનંદજીની કથામાં લઈ જતા. પંડ્યાજી થોડા જ દિવસમાં શાળા ચલાવવા માટે શ્રી. નરહરિભાઈ પરીખને મોકલી આપવાનું વચન આપી ગયા હતા. એ આવી પહોંચે ત્યાં સુધી એમને શાળા એમની રીતે ચલાવ્યે રાખવાની હતી. મહારાજ સૂએ ગામની ધર્મશાળામાં અને જમે ગામના એક સદ્‌ગૃહસ્થને ત્યાં. મહારાજે બે દિવસ પછી વિદ્યાર્થીઓને જણાવ્યું કે 'તમે મને શિક્ષક તો બનાવ્યો પણ હું અંગ્રેજીનો એક અક્ષર પણ જાણતો નથી!' પહેલાં તો કોઈ એમની આ વાત માને જ નહિ પણ જ્યારે એમની ખાતરી થઈ ત્યારે વિદ્યાર્થીઓએ એમને જણાવ્યું કે, 'તમારે આ વાત અમારા વડીલોને કહેવી નહિ. અંગ્રેજી અમે અમારી મેળે ભણીશું.' એવામાં એમને એ ગામના જ એક યુવક સોમાભાઈ કિશાભાઈ જે અંગ્રેજી મૅટ્રિક સુધી ગયેલા હતા તે મળી ગયા. એટલે શાળાનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું.

મહારાજ રોજ જૂની સરકારી શાળામાં ફરવા જતા એટલે ત્યાંથી રોજ બેચાર વિદ્યાર્થીઓ નવી રાષ્ટ્રીયશાળામાં ભરતી થતા. એવામાં મહારાજને માથે એક સંકટ આવ્યું. એ જે ગૃહસ્થને ત્યાં રોજ જમતા હતા તેમનો દીકરો રાષ્ટ્રીયશાળામાં જવા તૈયાર થયો. પણ એના પિતાને એ ગમ્યું નહિ. એમણે છોકરાને ધમકાવ્યો. છોકરાએ ખાવાનું છોડી દીધું. એના પિતા ચિંતામાં પડ્યા. મહારાજ કહે છે કે, "મેં જોયું કે આટલા જ કારણે પિતાના મનમાં મારે

વિષે અભાવ થતો જાય છે. આનું મને દુઃખ હતું પણ થાય શું? અમારા વર્ગની સંખ્યા હવે પંદરથી વધીને પિસ્તાળીસ સુધી ગઈ હતી. છોકરો ખાતો ન હતો એટલે પિતા એને સમજાવવા લાગ્યા કે 'તું નિશાળે નથી જતો પણ જાણે છે ને કે મોભને સો ખીલા વાગે છે? વળીને તો બેચાર જ હોય?' છોકરાએ જવાબ આપ્યો કે. 'તો પછી મોભ શું કામ થઈએ? વળી જ ન થઈએ?' છોકરાની હઠ જોઈને બાપે છેવટે નમતું આપ્યું. પણ આ પ્રસંગ પછી મેં એમને ત્યાં જમવા જવાનું બંધ કર્યું. હવે છોકરાઓ પણ મારી સાથે ધર્મશાળામાં સૂવા આવવા લાગ્યા. એ છોકરાઓ વારાફરતી લોટ અને દૂધ લાવે તેમાંથી હું રોટલા બનાવી દૂધરોટલા ખાઈ લેતો. આવું આઠેક દિવસ ચાલ્યું. એટલામાં સ્વામીજીએ આ વાત જાણી. એમને ગામમાંથી રોજ જમવાનું નોતરું આવતું હતું. બીજે દિવસે નોતરું આવ્યું ત્યારે એમણે જણાવ્યું કે, 'તમને લોકોને અક્કલ નથી? સાચો સંન્યાસી તો ત્યાં બેઠો બેઠો કામ કરે છે. એને તો કોઈ બોલાવતું નથી!' એમ કહી એમણે મારે વિશે થોડુંક કહ્યું. ત્યાર પછી મને પણ એમની સાથે નોતરું મળવા લાગ્યું. ધીમે ધીમે લોકોનો સાથ વધવા લાગ્યો હતો પણ ગામના આગેવાન અને મારા પેલા યુવાન સાથીના પિતા સુણાવની ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષકનો આ વર્ગ સામે સખત વિરોધ હતો. એમને થતું કે મહા-મુસીબતે ઊભી કરેલી જૂની નિશાળ તૂટી જશે અને નવી તો કંઈ બહુ નહિ ચાલે. કેળવણી ખાતાના ડિપોટી પણ આ વિરોધમાં પ્રચાર કરતા.

"પણ નાગપુર કોંગ્રેસ થઈ તેમાં અસહકાર અને સરકારી શાળાઓના બહિષ્કારનો ઠરાવ થયો. લોકોના ઉત્સાહનો પારો વધતો જતો હતો. અમે ગામલોકોને એ મહાસભાની અને દેશમાં ચડતા રાષ્ટ્રીય પ્રવૃત્તિના જુવાળની વાત કરી. છેવટે પેલા મુખ્ય શિક્ષક પલળ્યા. બીજે દિવસે ગામલોકો એકઠા થયા અને એવો નિર્ણય કર્યો કે પંદર દિવસમાં જે શાળામાં વિદ્યાર્થીઓ વધી જાય તે શાળા કાયમ કરવી. થોડા દિવસમાં અમારી શાળા વિદ્યાર્થીઓથી ઊભરાઈ ગઈ. અમારી શાળા ધર્મશાળામાં જ ચાલતી હતી. રાત્રે અમારી વાતો ચાલતી જ હતી અને એમાં બધાને બહુ રસ પડતો જતો હતો.

"ગામમાં સંન્યાસીનો આશ્રમ બંધાતો હતો. હું મારા વિદ્યાર્થીઓને એ આશ્રમની જમીન સાફ કરાવવા લઈ ગયો. વાનરસેના કામે મંડી. ગામના આગેવાનોને આ વાત ન રુચી. એમણે એમને અધવચ અટકાવ્યા. પણ આ રીતે અમે લોકોનો પ્રેમ મેળવતા જતા હતા. પંદરમે દિવસે અમારી શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા ખૂબ ઊભરાઈ ગઈ.

"છેવટે નિત્યાનંદજીને હાથે જ ગામલોકોએ અમારી નવી રાષ્ટ્રીયશાળાની ઉદ્ઘાટન ક્રિયા કરાવી. એમણે વેદમંત્રો બોલીને આશીર્વાદ આપ્યા. ગોળધાણા વહેંચાયા. આ રીતે એ અઢી માસના પ્રયત્ને સુણાવમાં રાષ્ટ્રીય શાળા સ્થપાઈ. થોડા જ વખતમાં એ શાળાને સુંદર શિક્ષકો પણ મળી ગયા. મારું ત્યાંનું કામ પત્યું એટલે હું પાછો મારા અહેમદાવાદ તાલુકામાં ચાલ્યો ગયો.

" ગુજરાતમાં જે થોડી રાષ્ટ્રીયશાળાઓ ઠેઠ સુધી ટકી રહી અને જેમણે રાષ્ટ્રની લડતમાં સુંદર ફાળો આપ્યો એમાંની એક આ સુણાવની રાષ્ટ્રીયશાળા હતી. એના શિક્ષક મંડળે શ્રી. દેસાઈભાઈની આગેવાની હેઠળ એ સંસ્થાને ખીલવી અને ગ્રામસંગઠન તથા લોકશિક્ષણનું કેન્દ્ર બનાવી. ૧૯૩૦-૩૨ના સ્વાતંત્ર્ય સંગ્રામમાં એ સંસ્થાના બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓએ લડતમાં ઝુકાવ્યું હતું અને સરકારે એ જીવતીજાગતી સંસ્થાને જપ્ત કરી હતી. પણ એ સંસ્થાએ સુણાવ ગામના જીવનમાં જે જાગૃતિ અને તેજ પૂર્યાં એનો પરિચય તો હરેક સ્વાતંત્ર્યસંગ્રામમાં થાય છે. "



## ૧૪

# વેઠ સામે જેહાદ

ખોડા ઢોરને બગાઈ બહુ તેમ આપણા ગુલામ દેશની પ્રજાને અનેક પીડાઓ વળગેલી હોય છે. અનેક વર્ષોથી એ વળગેલી હોવાથી લોકોને તે સ્વાભાવિક જેવી થઈ ગઈ હોય છે. રસ્તે જતા મજૂર પાસે પોતાની પેટી ઉપડાવવી, રસ્તે બેઠેલા ચમાર પાસે પોતાના ફાટેલા જોડાને કે ચંપલને સમરાવવાં, શાકના ગાડામાંથી દસ્તુરી લેવી, ગામડાંઓમાં ફરવા નીકળ્યા હોય ત્યારે પોતાના ખાનપાનની ગોઠવણ કરાવવી, મેળામાંથી પોતાનાં બાળકોને જોઈતી ચીજો ઉપાડી લેવી અને આ બધું વિનામૂલ્યે, સામાને અગવડમાં મૂકીને કરાવવું એ પોલીસો કે મુલકી ખાતાના નોકરો યા અમલદારોને એટલું સ્વાભાવિક થઈ ગયું હતું અને પ્રજાને પણ તે એટલું બધું સ્વાભાવિક થઈ ગયું હતું કે આમાં વેઠ કરાવનારને કે કરનારને વિશેષ કંઈ લાગતું નહિ, હા. પોતાનું હાથપરનું કામ બગડે કે પોતાને આર્થિક નુકસાન વેઠવું પડે એનું વેઠ કરનારને દુઃખ નહોતું થતું એમ નહિ. પણ આ દુઃખ રોજનું થઈ ગયું હોવાથી તેની સામે તેનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠતો નહિ. ગુલામીને કારણે પ્રજાની પ્રતિકાર – શક્તિ સાવ ચાલી ગઈ હતી. ડરને કારણે વેઠની સામે

કોઈ થઈ જ શકતું નહિ અને અંગત સ્વાર્થમાં રચ્યાપચ્યા લોકો સંગઠિત થઈને વેઠનો સામનો કરે એવો સંભવ પણ રહ્યો નહોતો.

પણ દેશમાં સ્વરાજ્ય લાવવા મથતા આગેવાનો આમ કેમ ચાલવા દે? જુલમગાર શાસકના એકેએક જુલમને શોધી કાઢીને, તેનો સામનો કરવાનું પ્રજાને શીખવવાનો અને તેમ કરીને પ્રજામાં પ્રતિકારશક્તિ, નીડરતા અને સંગઠન સાધવાનો તો તેમનો કાર્યક્રમ હતો. ગુલામીમાં સબડતા રાષ્ટ્રને ઊભું કરવાનો અને સ્વરાજ્ય તરફ કૂચ કરાવવાનો આ જ રસ્તો હતો.

ગાંધીજીની પ્રવૃત્તિમાં મહારાજ જેમ જેમ ભળતા ગયા તેમ તેમ તેમને આવું કામ સૂઝતું ગયું અને તેમ તેમ તેને પાર પાડવાનો પ્રયાસ પણ તેમણે શરૂ કર્યો.

સુણાવની રાષ્ટ્રીયશાળા થાળે પડ્યા પછી તે મહેમદાવાદ પાછા આવ્યા. ગામમાં ફરતાં તેમને ખબર પડી કે સરકારી કેદીઓને સીધું મફત પૂરું પાડવાનું ગામના વેપારીઓને માથે હતું. પોલીસની ચાબીડી પણ તેમને માથે હતી. મસીદમાં દિવેલ પણ તેમને જ પૂરું પાડવું પડતું. આ વેઠ તેમને માથે ઘણાં વર્ષોથી હતી. તે દૂર કરાવવાનું કામ મહારાજે ઉપાડ્યું. મહારાજે વાણિયાઓને આ લાગાનો સામનો કરવા કહ્યું. પણ આવું જોખમ ખેડવા કોઈ તૈયાર થયું નહિ. મહારાજે તેમને સૂચવ્યું કે મને ગુમાસ્તો રાખો એટલે આવનાર પોલીસને હું જ જવાબ આપીશ. પણ એને માટેય કોઈ તૈયાર ન થયું. છેવટે એક મુસલમાન દુકાનદારે હિંમત કરી. ત્રણ મહિના પછી તેનો વારો

આવતો હતો. તેણે મહારાજને કહ્યું કે, ' ત્રણ મહિના પછી મારો વારો આવે છે. તે વખતે તમે મારી મદદમાં આવો તો હું લાગા સામે વાંધો ઉઠાવું.' મહારાજ તૈયાર થયા અને પેલા મુસલમાનના વારાને આરેક દિવસ રહ્યા ત્યારે અહેમદાવાદ પહોંચી ગયા. શરૂઆતમાં તો એમણે ગામમાં દુકાને દુકાને અને ઘેર ઘેર ફરીને આ અન્યાયનો પ્રચાર કર્યો. પેલા મુસલમાનની હિંમત જોઈને વાણિયાઓમાં પણ ઉત્સાહ આવ્યો. મુસલમાને જેલ જવાની તૈયારી બતાવી. પણ એને દંડ થાય તો શું કરવું એ સવાલ હતો. વાણિયાઓએ એ જવાબદારી પોતાને માથે ઉઠાવી લીધી. આમ સંગઠન સધાતું ગયું.

વારાને આગલે દિવસે પેલો મુસલમાન દુકાનદાર બહારગામ ગયો હતો. પણ એની વહુ બહાદુર હતી. એણે કહ્યું કે સાંજ પહેલાં એ આવી જ જશે. અને એ આવ્યો પણ ખરો. બીજે દિવસે ગામનો રાવણિયો સીધું જોખાવવા આવ્યો. ત્યારે એણે જણાવી દીધું કે, ' હું કેદીનું સીધું નથી જોખવાનો.' મહારાજ દુકાનમાં જ એક કોથળા ઉપર બેઠા હતા. રાવણિયો ચાલ્યો ગયો એટલે એક જમાદાર આવ્યો. એણે રૂઆબમાં જ પેલા મુસલમાન દુકાનદારને સીધું જોખવા કહ્યું. પણ મુસલમાને તો એને પણ ના જ સંભળાવી દીધી. જમાદારે તપી જઈને પુછ્યું : ' કેમ જોખવાનું નથી ? ' એટલે મહારાજ પણ એટલા જ રોષથી બોલી ઊઠ્યા : ' કેમ સાંભળ્યું નહિ ? નથી જોખવાનું.'

જમાદાર આવા શબ્દો સાંભળવા ટેવાયેલો નહોતો.

પણ સામે સ્વરાજવાળો હતો એટલે એ મૂંઝાઈ ગયો અને ધીરે ધીરે ચાલ્યો ગયો. બાર વાગવા આવ્યા. કેદીઓ ભૂખ્યા જ હતા. કોઈએ એમને ભૂસું પહોંચતું કર્યું. દુકાન આગળથી મામલતદાર પસાર થયા પણ એય કંઈ બોલ્યા નહિ. બપોર પછી મહારાજ ખાવા માટે ગયા ત્યાં ખબર પડી કે મામલતદારે પેલા મુસલમાન દુકાનદારને બોલાવ્યો છે. મહારાજ સીધા કચેરીએ પહોંચ્યા. પેલો બહાર બેઠો હતો. એને ધમકાવ્યો હતો. વારા નક્કી કરવાનું કામ નગરશેઠનું હતું. તેમને પણ કચેરીમાં બોલાવ્યા હતા. અવલકારકુને શેઠને કહ્યું કે, ' આ દુકાનદારને મહાજન બહાર મૂકો ! ' આ સાંભળીને મહારાજ તડૂકી ઊઠ્યા : ' ત્યારે તમારી સત્તા ક્યાં ગઈ ? તમે જ એની પાસે વેઠ કરાવોને ? ' અવલકારકુને મહારાજને શિખામણ આપી કે ' તમારે આવા કામમાં વચ્ચે ન પડવું. ' મહારાજે કહ્યું, ' કેમ ન પડું ? તમારે ગરીબ લોકો પાસેથી સીધાં, ચા, બીડી, દિવેલ બધું મફત પડાવવું છે ખરું ને ? હવે એ નહિ બને. તમે તમારે જે પગલાં લેવાં હોય એ લો. સીધું નહિ જોખે. ' મામલતદાર અંદર બેઠા હતા. તેમણે મહારાજને અંદર બોલાવ્યા અને કહ્યું કે, ' તમે આ શું લઈ બેઠા છો ? આ તો બહુ જૂનો શિરસ્તો છે ! ' મહારાજે કહ્યું, ' હું કંઈ લઈ નથી બેઠો. મહેમદાવાદમાં અન્યાય ચાલી રહ્યો હોય અને હું જોયા કરું એમ આપનું કહેવું છે ? ગામમાં અનાજની ઘણી દુકાનો છે. વેપારીઓ બધાને પૈસા લઈને અનાજ આપે છે. તમને જ કેમ ન આપે ? પણ આમાં તો મફત ખાવાની વાત છે. એ હવે નહિ ચાલે. '

મામલતદારે વિષય બદલ્યો. અને કહ્યું કે, 'તમે ગામડાંમાં અમારે વિષે બહુ બોલો છો અને અમલદારોને તણખલાના કરી નાખો છે!' આ જ મામલતદારે થોડા દિવસ ઉપર એક ગામમાં શીરો શેકાવીને ખાધો હતો અને એક તલાટીએ લાંચ લીધી હતી. એ પ્રસંગોની યાદ મહારાજે તેને આપી અને કહ્યું કે, 'મારી પાસે આવી બીજી ઘણી હકીકતો છે. જો આવું જ ચાલ્યા કરશે તો લોકોની હેરાનગતિ અમારાથી જોવાવાની નથી. અને અમારે આ બધું બહાર પાડવું પડશે. હું જો આવું બધું બોલું નહિ તો તે તમને સંભળાય કેવી રીતે?'

છેવટે મામલતદાર ચૂપ થઈ ગયા. પેલા મુસલમાન દુકાનદારને ઘેર જવા દીધો અને મહેમદાવાદની આ વેઠ કાયમને માટે નીકળી ગઈ. પ્રજાને ઉત્સાહ આવ્યો.

એક વખત એક ગામમાં એક બારૈયાનું ઘર સળગ્યું. મુખીએ એ બાબતનો કંઈ રિપોર્ટ પણ કર્યો નહોતો. પણ સામાન્ય નિયમ પ્રમાણે એક જમાદાર રોન ફરતો ફરતો ત્યાં આવી ચડ્યો. તેણે આ પ્રસંગનો લાભ ઉઠાવવાનો મનસુબો કર્યો. ગામડાંઓનાં નાનામાં નાના પોલીસો પણ નાહકનો રૂઆબ બતાવે છે તેમ આ જમાદાર પેલું બળેલું ઘર જોવા નીકળ્યો. ગામના એક બીજા માણસ મારફત પેલા બારૈયાને કહેવડાવ્યું કે 'જમાદારસાહેબ તારા ઘરની તપાસ કરવા આવ્યા છે એટલે સીધું મંગાવજે અને તેમની જમવાની વ્યવસ્થા કરજે. પેલા ગરીબ ખેડૂતનું ઘર બળી ગયું હતું એટલે એ સીધું તો ક્યાંથી લાવે? આ તો ઊલટું તેને ખાતર પાછળ દિવેલ થયું! તે ગામના

વાણિયાને ત્યાં ગયો અને સીધું ઉધાર લઈ આવ્યો. જમાદાર આવી પહોંચ્યા અને જોયું કે સીધામાં ગોળ છે. તે તરત જ બોલી ઊઠયા, ' ખાંડ નથી મળતી તે ગોળ લાવ્યો છે ? પેલો બિચારો ગોળ બદલાવવા ગયો. વાણિયાને ત્યાં ખાંડ હતી નહિ એટલે એ ઓભાયો. પણ મહારાજના મિત્ર વૈજનાથ ત્યાં ઊભા હતા. તે તેની સાથે જમાદારની પાસે ગયા અને કહેવા લાગ્યા, ' હવાલદાર, તમે ખાંડ મંગાવી છે ને ? ખાંડ તો મળતી નથી પણ આ ગોળ છે તે જ રાખો ! વજનાથને જોઈને જમાદાર સાહેબ ગભરાઈ ગયા. તે સમજી ગયા કે આમાંથી પુરાવા ઊભા થશે અને વાત લાંબી થશે. એટલે એમણે તો તરતજ ફેરવી વાળ્યું કે ' મેં તો કંઈ મંગાવ્યું નથી. વૈજનાથે પૂછયું કે, ' ત્યારે આ બધું અહીં ભેગું શું કરવા કરાવ્યું ? તમે આ સીધું નહિ લઈ જાઓ તો એના પૈસા કોણ ચૂકવશે ? ' પેલા જમાદારે હસતાં હસતાં વિષય બદલ્યો અને તરત જ ત્યાંથી ચલતી પકડી.

મહારાજ કહે છે કે, ' આવી આવી વાતોનો હું ગામડાંઓમાં ઠીકઠીક પ્રચાર કરતો. અન્યાયનો સામનો કરવાને પ્રેરવાની એક પણ તક હું જવા દેતો નહિ. આને લીધે પ્રજામાં હિંમત વધતી હતી અને અમલદારોમાં લાંચરુશ્વત ખાવાની બીક વધતી હતી. નાગપુર મહાસભા પછી મહાસભાના સભાસદો કરવા હું ગામડાંઓમાં ફરતો ત્યારે લોકોને આવી રીતે જગાડવાના પ્રસંગો અનાયાસે મળી જતા. અને આ કામ કરવામાં મને ઉમંગ પણ ખૂબ આવતો. '



૧૫

## નાના ઘરમાંથી મોટા ઘરમાં

નીડરતા એ સ્વતંત્ર થવા માગતી પ્રજાએ કેળવવાનો પહેલો ગુણ છે. લોકો અમલદારોની વેઠ ડરને લીધે જ કરતા હતા. પોલીસની કાળી ડગલી જુએ એટલે લોકો થથરી જતા. આ બીક કાઢવાનું કામ એ સ્વરાજ્ય માટે કરવા જેવું પહેલું કામ હતું અને મહારાજ તે કરવા લાગ્યા.

એ જ અરસામાં બહારવટિયાની બૂમ પણ બહુ સંભળાતી. બહારવટિયાની ધાક લોકોમાં એટલી તો વ્યાપી ગઈ હતી કે ઘણાં ગામોમાં લોકો સાંજ પડયે બારણાં વાસી દઈ ઘરમાં ભરાઈ બેસતા. લોકોની આ કાયરતા જોઈને મહારાજનો જીવ કોચવાઈ જવા લાગ્યો. એમને થયું કે આ બહારવટિયા-ઓને એક વાર શોધી કાઢવા જોઈએ અને તેમને મળવું જોઈએ. અને એક દિવસ તેમને બહારવટિયાઓની પણ અચાનક મુલાકાત થઈ. મહારાજે તેમને રાંક પ્રજાને રંજાડવાને બદલે આખા દેશને રંજાડતી સરકાર સામે બહારવટું ખેલનાર ગાંધીની ટોળીમાં ભળવાનું કહ્યું. બહારવટિયાઓ તો આ નવું જ સાંભળતા હતા. તેમને સ્પષ્ટ કંઈ પણ સમજ તે

વખતે પડી નહિ. પણ પછી મહારાજને ને તેમને વારંવાર મળવાનું થતું. મહારાજને તેમની બહાદુરી માટે માન ઊપજતું. પણ એ બહાદુરી અવળે માર્ગે ચડેલી જોઈને ખેદ થતો. એટલે એ જે વર્ગમાંથી પાકતા તે વર્ગમાં જ કામ કરવાનો તેમને વિચાર આવ્યો. ગાંધીજીએ પણ તેમને એવો જ આદેશ આપ્યો. પછી તો એમની વચ્ચે મહોબત બંધાઈ અને ધીરે ધીરે તેમનાં જીવન પલટાઈ જવા લાગ્યાં.

પણ એ બધી કથા આ પુસ્તકની મર્યાદામાં આવતી નથી. આમાં તો મહારાજ મહારાજ થયા તે પૂર્વે કેવા હતા, તેમનું ઘડતર કેવી રીતે થયું અને તે ક્રમે ક્રમે કેવી રીતે વિકસતા ગયા તેટલી જ કથાનો સમાવેશ થાય છે.

કામ કામને શીખવે છે. તે નિયમ મુજબ મહારાજ જાહેરકાર્યમાં જેમ જેમ પડતા ગયા તેમ તેમ તેમનું કાર્યક્ષેત્ર વિકસતું ગયું. અત્યાર સુધી એમણે કુટુંબ સાથે સંકળાએલા રહીને જાહેરસેવા કરી હતી. પણ હવે તેમનો પ્રાણ વધારે વિશાળ ક્ષેત્રમાં પહોંચી જવા માટે ઘરમાંથી નીકળી જવા અધીરો થયો હતો. એમની મૂળની કુટુંબ પ્રત્યેની સેવાવૃત્તિ વિકસતી વિકસતી ગામને વટાવી બહાર પહોંચી ગઈ. આ વિકાસ એટલો તો ઉત્કટતાથી થતો ગયો કે એક પ્રસંગે એમને સાચેસાચ 'ઘર'નો કાયમને માટે ત્યાગ કરવો પડ્યો. એમનું નાનકડું ઘર હવે આખા દેશને સમાવવા જેટલું મોટું થયું હતું. દેશની જનતા એ એમનાં કુટુંબીજનો થયાં હતાં અને તેમની ચિંતા અને સેવા એ એમને મન

પ્રથમ કર્તવ્ય થઈ પડયું હતું. સ્વામીશ્રી નિત્યાનંદના શબ્દોમાં કહીએ તો તેમણે નાના ઘરમાંથી મોટા ઘરમાં પ્રવેશ કર્યો હતો. રોજ આ કુટુંબીજનોની સંખ્યામાં વધારો જ થતો જાય છે અને એમનું ઘર પણ બહોળું થતું જ જાય છે. એ કેટલું બહોળું થયું છે તેનો આંક આ પુસ્તકમાં કાઢી શકાય નહિ. સરસવણી અને છિપિયલ ગામના ગોર મહારાજ દીનદલિતોના સાચા પુરોહિત થતા ગયા. એમાં એમનો પોતાનો પણ જબરો વિકાસ થયો છે અનેક કુટુંબોને મન તે આજે શ્રદ્ધાનું પાત્ર બન્યા છે, અનેક જુવાનોના તે વડિલને સ્થાને બિરાજ્યા છે. અનેક બાળકો તેમને 'દાદા'ના વહાલસોયા નામથી બોલાવે છે. પણ એ બધી કથા આ પુસ્તકની મર્યાદા બહારની હોવાથી તે હવે પછી બીજા પુસ્તકમાં પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે. ઈશ્વરકૃપા હશે તો થોડા જ સમયમાં તે કથા ગુજરાતીઓના હાથમાં આપવા અમે સમર્થ થઈશું.



# કમલ પ્રકાશનો

## ગૃહિણી ગ્રંથમાળા

૧. સીતા વનવાસ
રમણલાલ સોની

૨. ભારતની વીરાંગનાઓ
રામનારાયણ ના. પાઠક

૩. શકુંતલા
રમણલાલ સોની

૪ સ્ત્રીઓનું આરોગ્ય

૫. સુમિત્રા
રવીન્દ્રનાથ ઠાકુર

વર્ષના

કુલ પૃષ્ઠ ૪૦૦

વાર્ષિક લવાજમ

રૂ. ૫-૦-૦